# જન જીવન ચિંતામણી ઔષધ રત્ન.

15-5-24

લેખકઃ-

બ્રહ્મચારી મહારાજશ્રી રામાનંદજી,

પ્રકાશકઃ-

વૈદ વાડીલાલ વસ્તાચંદ શાહ

તથા

શા. મોતીલાલ નાનચંદ

ઠે૦ બાજીપુરા શકસ મીલ પાસે, બુહારી (કેર)

ધી "ભારત" પ્રન્ટીંગ પ્રેસ, સ્ટેશન રોડ,
પોલીસ લાઇન સામે સુરત.

આવૃત્તી ૧લી    પ્રત ૬૦૦

સંવત-૧૯૮૦ સને-૧૯૨૪.

કીમત ૦-૮-૦.

# અર્પણ પત્રિકા.



ગ્રંથ કર્તા પૂજ્ય શ્રી તપોનિધી મહા-
રાજ રામાનંદજી ગુરૂ શીતલાનંદજી.

સ્થળ મુઢારી.

આપશ્રીએ હમોને આયુર્વેદ વનવિદ્યા પરિશ્રમ કરી ભણાવી છે તેથી હમો આપશ્રીનો પરમ ઉપકાર માનીએ છીએ, તે આપ સ્વીકારવા કૃપા કરશો એવી હમારી વિનંતી છે. આ આપશ્રીનો રચેલો ગ્રંથ આપશ્રીની આજ્ઞાથી પરમ પૂજ્યશ્રી પરમાત્માને અર્પણ કરીએ છીએ.

શા૦ વાડીલાલ વસ્તાચંદ.

# શ્લોક

શ્રી બ્રહ્મચારી રામ ઔષધી સર્વ સિદ્ધિ દાયક ॥
સુધા સરસ પરોપકા નિર્મિત ॥ ૧ ॥

સ્વસ્થાન વાંસદા નિવાસી બાલ બ્રહ્મચારી મહારાજ રામાનંદજી ગુરૂ સીતારામદાસજી હાલ મુગામ બુહારી એઓએ પરોપકાર અર્થે આ લઘુ વૈદકનો ગ્રંથ રચેલો છે એ ગ્રંથમાં અમૃતના સમાન ઔષધીઓ સરળતા ભરેલી અને અનુભવેલી રહેલામાં રહેલી સર્વ જનોથી બની શકે તેવી છે. ને ખર્ચ વધુ પણ થઈ શકે નહી ગરીબ માણસ પણ થોડા ખર્ચથી કરી શકે અને આરોગ્યતા પામે એવી સરળતા ભરેલી ઔષધીઓ છે. અને એમાંની ઘણી ઔષધીઓ તો પોતાનાં વાડામાં તથા બગીચામાં પણ જડી શકે શોધતાં મળી શકે તેવીઓ છે. અને એ ઔષધીઓ ઘણી સુગમતા ભરેલી અને સર્વ કોઈ જાણી શકે અને અણુસમજુ બાઈ વિગેરે પોતાના ઘરમાં બેસીને કરી શકે તેવી સુગમ છે. એ પુસ્તક દરેક ગ્રહસ્થનાં ઘરમાં રાખવા જેવું છે, કારણ કે ગરીબ યા તવંગર એ સર્વને આરોગ્યતાની જરૂર છે ને આ પુસ્તક ગૃહસ્થને એક દવાખાના જેવું છે. આ ઔષધીઓ થોડા ખરચમાં બની શકે તેમ છે તમારા શરીરને આરોગ્યતા આપી ડોકટરોને ત્યાં નકામા પૈસા જતા અટકશે. તમે સમજો છો કે ડોકટરોની દવા વિદેશી છે અને તે દેશના ખોરાક હવા પાણીને માફ

છે આપણા દેશનાં ખોરાક હવા પાણી જુદા પ્રકારનાં છે. આપણા ખોરાક હવા પાણીને અનુકુળ આવે એવા ઉત્તમ ઔષધીઓ આપણા મહાન ઋષિઓએ બનાવી છે. ડોક્ટરોની દવાથી પેસ્તરતો સારૂ લાગે છે પણ પાછળથી બે હાણ થઇ જાય છે એટલે ઔષધી વિના ચાલતું નથી.

ને ધર્મને પણ હાની છે માટે સમજુ સજ્જનોએ સમજવું જોઇએ કે સ્વદેશની ઔષધીઓ સર્વોત્તમ છે અને આ ગ્રંથ સ્વદેશી ઔષધીથી ભરપુર છે માટે સ્વદેશી ભાઇઓ સમજે સમજો તો સારૂ નહી તો પાયમાલી છેજ.

---

## ધર્મ અર્થ કામ મોક્ષાના આરોગ્યતા ફલમુત્તમં.

---

અર્થાત કે– મનુષ્ય રૂપ એ વૃક્ષ છે તેમાં મુળીયાં આરોગ્યતા છે ને આરોગ્યતા નહી હોવાથી વૃક્ષનો નાશ થાય છે માટે આરોગ્યતાની જરૂર છે. મનુષ્ય રૂપ વૃક્ષને સદગુણરૂપ શાખા છે અને તે વૃક્ષના સદ્‌કર્મ રુપ પત્ર છે અને તેમાં સદ્વિવેક અને વૈરાગ્ય રૂપ પુષ્પ છે અને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર એનાં ફળ છે પરંતુ ક્ષીણે મુલે નૈવ શાખા નપ્રળ પુષ્પ પત્રં માટે મનુષ્ય રૂપ વૃક્ષને રાખવા તેનું કારણ આરોગ્યતા છે અને તે આરોગ્યતાનુ કારણ મુળ આયુર્વેદ વૈદક શાસ્ત્ર છે અને તે વૈદક શાસ્ત્ર સાધારણ મનુષ્યનું

બનાવેલું નથી. મહાન પુરુષ મહાત્માઓએ પોતાના યોગબળથી જાણી ભૂત, ભવિષ્ય અને વર્તમાન વર્તું છે. એ સર્વજનોને પ્રસિદ્ધ છે તેઓએ ઘણા પરિશ્રમથી પરોપકારાર્થે લોક આરોગ્યતાને માટે આ વૈદક શાસ્ત્ર રચ્યું છે. મહાન પુરુષ ધન્વંતરી અવતાર થઇને આયુર્વેદનો ઉદ્ધાર કર્યો છે અને અનેક ગ્રંથો બનાવ્યાં છે. તે ગ્રંથોના આધારથી આરોગ્ય થઈ પ્રાણી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પદાર્થને મેળવે છે. પરંતુ તે ગ્રંથ સંસ્કૃતમાં હોવાથી હાલના મનુષ્યો લાભ લઈ શકતા નથી. માટે વૈદ લોકોએ ભાષામાં રચના કરી છે. તે અનુસાર આ લઘુ ગ્રંથ રચેલો છે. તે સજ્જનો માન્ય કરશે આ ગ્રંથમાં થઇ શકે તેવી ઔષધિઓ છે.

---

# પ્રથમ નાડી શ્લોક.

## પ્રભુ કૃપા જયતે

સ્થિર ચિત્ત પ્રસન્ન આત્મા મન સાચ વિશારદ
સ્પૃશેદં ગુલિભીનાડી દક્ષિણે કરેત
સ્ત્રિણા બિપ વામહસ્તે પુરુપાણાં તુ દક્ષિણે
શાસ્ત્રેણ સંપ્રદાયેન તથા
અરૂન્ધતી દ્રોણુ શ્વૈત વિષ્ણુ
આયુર્હિના નપશ્યન્તિ ચતુર્થ માત્ર મન્ડલ
વાત પિત્ત કફ દ્વન્દ્વં ત્રિદોષં સન્નિપાતક
સાધ્યા સાધ્ય વિવેકંચ સર્વા નાડી પ્રકાશયેત્

# નાડી પરીક્ષા.

---

પુરૂષ રોગી હોય તેનો જમણો હાથ અને સ્ત્રી રોગી હોય તો તેનો ડાબો હાથ અથવા ડાબા પગની નાડી જોવી. પરંતુ વૈદ્યોને યોગ્યતામાં એક ગૃહે પોતાનું ચિત્ત રાખી પ્રસન્ન મનથી વિચાર પુર્વક રોગીનો હાથ હાલી નહી શકે તેવી રીતે બુદ્ધિમાન વૈદે નાડી જોવી. રોગીનો હાથ લાંબો કરાવી સ્હેજ વાંકો રહે તેવી રીતે હાથની આંગળીઓ પહોળી રાખી હાથ નાડી હાલી શકે તેવી રીતે અંગુઠાનાં મુળમાં નાડી તપાસવી. પ્રાંતઃકાળમાં તે ઉત્તમ કહેવાય છે બપોરે નાડી તપાસવી એ મધ્યમ કહેવાય છે અને સાયં કાળે નાડી તપાસવી તે કનિષ્ઠ કહેવાય છે નાડી જોવા વૈદ રોગીનો હાથ ઝાલે અંગુઠા નીચે ત્રણ વાર નાડીની પરીક્ષા કરે નાડી ઉપર આંગળી મુકીને મુકી દે એવી રીતે ત્રણ વાર કરવું અને ફરી મુકી દેવું બાદ બુદ્ધિમાન વૈદે ઘણી બારીક બુદ્ધિથી વિચાર કરી બારીક રીતે રોગની તપાસ કરશો તો રોગ પકડાઇ આવશે વિચાર રહિત અને અસંયમી વૈદ્યો નાડીપરીક્ષા જાણી શકતા નથી. બુદ્ધિમાન વૈદ્યો તેને સમજી શકે છે. નાડી દેખવાનાં અને તપાસ કરતાં કાગડાની ચાલે ચાલતી હોય તો નિશ્ચે તેના શરીરમાં જવર હોય. અને ઘણી સુસ્ત ભરેલી બારીક નાડી ચાલે ત્યારે કફ જવર જાણવો અને મોરને મરઘાની ચાલે ચાલે તો કફ પિત્ત જવર જાણવો અને આંગળીમાં પોતાના સ્થાનમાં સંતાની સતાની દબા-કને ચાલે તો વાત કફ જવર જાણવો અને સર્પની પેઠે નાડી ચાલે

તો પણ વાત કફ પિત્ત જ્વર સમજવો લાકડાંને ફોડનાર જનાવર થાય છે તે ઝાડપર બેસીને ટકટક કરતો લાકડાંને ફોડે છે તે જનાવરનાં જેવી નાડી ચાલે તો સન્નિપાત જ્વર સમજવો આવી રીતે નાડીની પરીક્ષા સમજુ વૈદોએ કરવી.

---

# મંદાગ્નિલક્ષણ ઔષધીસંગ્રહ મંદાગ્નિલક્ષણ.

---

પેટના ઉપર કલેજાની પાસે નામની નાડી છે એ નાડી પોલી છે. એ નાડીમાં મળ ભરાઇ જાય એટલે મળથી બંધ થઇ જાય ત્યારે કફ, ઉધરસ, ખાંસી, શ્વાસ વીગેરે ઉત્પન થાય છે અને સર્વ અંગમાં દુખાવો થાય છે. જે મનુષ્યના પેટમાં મળ ખરાબ થએલો હોય અગર બતાવેલી નાડીને બંધ કરી હોય તો તે પુરૂષની નાડી ઘણી સુસ્ત અને ધીમી ચાલે છે. તેમજ પેટમાં બાહુ ખોટી ગરમી માલમ પડે છે અને તેનું શરીર પણ સુસ્ત રહે છે. તે માણસને ખોરાક હજમ થતો નથી અને મુત્ર લાલ ઉતરે છે અ સર્વ અંગમાં પીડા થાય છે અને અંગ ગરમ રહે છે. તેમજ તેનો મળ બરોબર ઉતરતો નથી બંધકોષ કબજીઆત જણાય છે એ મંદાગ્નિનાં લક્ષણ છે.

---

## સંગ્રહણી રોગ લક્ષણ.

---

જેને સંગ્રહણી રોગ હોય છે તેનું માથું ભારે રહે છે તેની આંખો બેસી જાય છે અને મળ મુત્ર સાથે ઉતરે છે અને દસ્ત પાણી જેવો ઉતરે છે, કારણ કે તે રોગ વાળાની જઠરાગ્નિ ઘણીજ મંદ હોય છે તેથી ખોરાક અથવા તો ખાધેલું અનાજ પાચન થઇ શકતું નથી તેથી ખાધેલો ખોરાક દસ્તની સાથે કાચો નીકળી પડે છે અને તે વ્યાધિથી તેનું શરીર અથવા ચેહેરો અદ્દશાઈ જાય છે તેથી ઘણોજ અશક્તિવાળો બની જાય છે.

---

## હરસ રોગ લક્ષણ.

હરસ એ એક જાતનાં મસા છે તેને ગુદાની ખીલી કહે છે. તે ખીલી વધી જવાથી અગર પોતાની જગોને છોડી દેવાથી મનુષ્યને પીડાકારી થાય છે અગર થઇ પડે છે અને એની છ જાત થાય છે. મુખ્ય વાત પિત્ત અને કફથી ઉત્પત્તિ છે તે થવાથી મનુષ્યને તૃષા અરૂચિ રૂદ્ર વિકાર એટલે લોહી તુટી પડે, તેથી તેનું શરીર અતિ દુર્લભ થાય છે, સત્તાહીન બની જાય છે અને તેમાંથી અતિસાર વ્યાધિ ઉત્પન થાય છે. શરીરમાં વર્ત્તે છે જો પ્રથમ લક્ષણ ખુ[illegible]નાં છે. શરીરમાં વ્યાધિ તેનું ચિત અં[illegible] રહે છે, પાણીની તરસ ઘણી લાગે છે એ લક્ષણ દા[illegible]ના છે જે મનુષ્યનું શરીર

કબજીઆત રહે તે બાદી કહેવાય છે. જેના અંગમાં બાદીનું ઘણું જોર હોય છે તેનાથી ખોરાક ખવાનો નથી તેમજ હજમ પણ થઇ શકતો નથી શરીરમાં સુસ્તી રહે છે તેનાં હાથ પગ ગળાંતા જાય છે અને શરીરમાં હરદમ ખોટી ગરમીનો પ્રવેશ થઈ જાય છે.

---

## લોહી બીગાડનાં લક્ષણ.

જે રોગીનાં અગર પુરૂષનાં શરીરમાં લોહી બગડયું હોય છે તેનું મોઢું કડવું થઇ જાય છે અને મિઠાસ પણ મારે છે અને માથું પણ ભારે રહે છે અને તમામ હાડકાં દુખે છે અને મોઢું સુકાઈ જાય છે અને અગમાં ખુજળી ઉત્પન થાય છે તેમજ આંખ સુણી રહે છે અને હરદમ ફીકાસવાળી રહે છે. પીશાબ લાલ ઉતરે છે અને નાડી બહુ ઉતાવળી અને જલદી ચાલે છે એ લક્ષણો લોહી બીગાડનાં છે.

---

## વાત પિત્ત રોગનાં લક્ષણ.

વાત પિત્ત અને કફથી આ શરીરનું બંધારણ છે તેમાંથી ગમે તે એક કોપે છે ત્યારે વ્યાધિ ઉત્પન થાય છે.

---

## વાત રોગ લક્ષણ.

વાયુનો કોપ હોય છે ત્યારે શરીર ધ્રુજે છે. અંગ સુકાય છે. હોઠ સુકાય છે અને ક્ષુધા પણ પડી જાય છે, તૃષા ઘણી લાગે છે. તેથી હીટ કરી વ્યાધિ ઉત્પન થાય છે, પેટમાં દુખાવો ઉત્પન થાય છે અને મોહું હરદમ ફીકું રહે છે મોઢામાં તથા નેત્રમાં ઝાળ બળે છે અને હરદમ દિશા જવાની શંકાવાળો થાય છે અને પિશાબ ગરમ હોય છે એ વાયુ જોરનાં લક્ષણ છે, એમાંથી અનેક જાતનાં વ્યાધિ ઉત્પન થાય છે.

## સાધ્ય રોગનાં લક્ષણ

જે રોગી પુરૂષનુ શરીર શોભાયમાન હોય છે અને ચહેરો જેવોને તેવો રહે છે અને તેનાં મોઢાનાં દાંત સફેદી મારે તે રોગી સારો થશે અને જે રોગીનાં મોઢાંના હોઠ લાલ રંગનાં હોય શરીર મેલું ન રહે તેમજ શરીરમાં દુર્ગંધ ન આવે અને મનુષ્યના શબ્દને સમજે અને જાણે એ લક્ષણ મનુષ્યને જીવતાંના છે અથવા તો પગ ગરમ રહે અને લુગડાં ગંધાય નહી ને રોગી મિઠાસ ભરેલું બોલે ને શબ્દચોકખો નીકળે તે રોગી અવશ્ય જીવસે અને જેનું મુત્ર પાણી સરખું હોય તે મરશે નહી નિશ્ચે કરીને જીવસે એ સાધ્ય લક્ષણછે.

## અસાધ્ય લક્ષણ.

જે રોગીનાં શરીરમાંથી શોભા જતી રહે અને ચહેરો ભયંકર દેખાય અને શરીર બે ચ્હેન રહે રાતને દિવસ અચેતન રહે તે રોગી અવશ્ય મરશે એવી વૈદે તેની ચિકીત્સા કરવી. રોગીનું મોઢું લાલ કંકુ જેવું બની જાય, અને જીભ કાળી થઇ જાય અને શબ્દનો સ્પષ્ટ ઉચ્ચાર કરી શકે નહિ એવો રોગી નિશ્ચે પરલોકમાં પધારશે તથા જે રોગીનાં શરીરમાં ખરાબ દુર્ગંધ આવે તથા તેનું શરીર ભયંકર દેખાય નાક ઉંચું ચઢી જાય તથા ઉપરનો હોઠ ઉંચો ચઢી જાય અને હેઠળનો હોઠ હેઠળ પડી જાય નાક વાંકું પડી જાય અને દાંત ખુલ્લા દેખાય તે રોગી પરલોકનો પસ્તાવો કરી ચુકયો છે. જે રોગીની આંખમાં કુવા જેવા ખાડા પડી જાય, ગાંડપણના જેવા ચાળા કરે, ગમે તેમ બકે એ સર્વ અસાધ્યં રોગીનાં લક્ષણ છે.

## બળ જોર લક્ષણ.

જે રોગીનો કંઠ સુકાય શરીરમાં દાહ હોય અને મસ્તક પીડા તથા ઉષ્ણતા ઘણી હોય બગાસા ઉત્પન થાય, મુર્છા થઈ જાય, સર્વ શરીરમાં દુખાવો થાય તથા શરીરની

નસે નસોમાં પીડા જણાય અને રોગીને હેડકી આવે તથા તેનાં પેટમાં દુખાવો થાય તો એ લક્ષણ મળ જોરના છે અને મનમાં ઉલટી કરવાની હાજત થયા કરે તે મળ દોષ સમજવો.

---

## કાળ જ્વરનાં લક્ષણ.

---

જે રોગીને પીશાબ ઘણો થાય દેહ ગળાઈ જાય તેમજ હાડકાં પણ ગળાઇ જાય અને માથું ને નાક અતિ ઠંડું હોય શરીર બેભાનમાં હોય એ કાળ જ્વરનાં લક્ષણ છે.

---

## કફ જ્વર લક્ષણ.

---

જે રોગીને અરૂચિ ઘણી થઇ ગઈ હોય તેની જઠરાગ્નિ મંદ થઈ ગઈ હોય તથા રોગીનાં મુખમાં ખરાબ વાસ આવે, અને તાવ ઘણો આવતો હોય, તેમજ શરીર શીતળતા મારી ગયું હોય, આંખમાં ઉંઘ ઘણી આવે એ સર્વ લક્ષણ કફ તથા શીતાંગ જ્વરનાં છે.

## કામ જ્વર લક્ષણ.

જે રોગીનું અંગ ઠંડુ અને ટાઢ જેવું લાગ્યા કરે, અથવા તો શરીર ધ્રુજે, ચિત્ત ભ્રમ કંઈનું કંઈ બકે અથવા તો રોગીનાં માથામાં પીડા થાય તથા કંઠ સુકાય, મોં કંટાળેલા જેવું રહે, ચિત્તમાં ચંચળતા રહે, એ લક્ષણ કામ જ્વરનાં છે.

---

## રક્ત જ્વરનાં લક્ષણ.

રોગીનાં શરીરમાં અત્યંત પીડા હોય, મોઢાં તથા નાકમાંથી રૂધિર નીકળે, પેટ ભારી રહે, માથામાંથી ઝાળ નીકળે એ લક્ષણ રક્ત જ્વરનાં છે.

---

## જ્વરની આઠ જાત અને તેનાં નામો.

(૧) વાત જ્વર (૨) પીત્ત જ્વર (૩) કફ જ્વર (૪) વાત પીત્ત જ્વર (૫) વાત કફ જ્વર (૬) કફ પીત્ત જ્વર (૭) સન્નિપાત જ્વર વીગેરે આઠ પ્રકારનાં જ્વર છે. તે વિરભદ્રથી ઉત્પન્ન થાય છે.

# સર્વ જ્વર ચૂર્ણ.

સુંઠ, ધાણા, બેઉ જાતની ભોંયરીંગણી, દેવદાર એ સર્વ આષધીઓ સમાન સરખા ભાગે લઈ ખલમાં ઘુંટવી. અને બારીક ઘુંટી કચડઘાણ કરવું, તે ચૂર્ણ છ માસા પ્રમાણમાં સવાર સાંજે ગરમ પાણી સાથે ખાય તો સર્વ પ્રકારનાં જ્વરો છે તે દૂર થઈ જાય છે. સત્યમેવ ખરી હકીકત છે. હવે જ્વરોત્પત્તિ એવી છે કે એક સમયે શ્રી મહાદેવજીનાં પોતાનાં ત્રીજા નેત્રમાંથી વીરભદ્ર નામનો મહાવીર ઉત્પન થયો તેનાથી આઠ જ્વર ઉત્પન થયા છે.

## વાત જ્વરનાં લક્ષણ.

જે રોગીનું શરીર ધ્રુજે છે કોઇ કોઈ વખત શરીરમાં દાહ થાય, મોહુને કંઠ સુકાય તેમજ રોગીને નિંદ્રા પણ આવે નહિ મગજ ભારે રહે, છીક પણ આવે નહિ, શરીરનું લુખાપણું, કઠિન દસ્ત, પેટનું દુખાવું, બગાસા વારંવાર આવવાં એ વાત જ્વરનાં લક્ષણ છે.

## વાત જ્વરની ઔષધી.

સુંઠ, કરીયાતુ, તથા નાગરમોથ અને ગળવેલ એનો કાઢો બસેર પાણીથી ઉકાળવો, તેમાં પાશેર પાણી રહે તે રોગીને પાવું. સાત દીવસ સુધી અગરતો એકવીસ દીવસ સુધી પીએ તો નિશ્ચે વાત જ્વર નાશ પામશે અને રોગી હુશીઆર થશે.

## વાત જ્વર ઔષધી.

ગળવેલ, પીપર, જટામાંસી એનો કાઢો પાવાથી પણ વાત જ્વર જાય છે.

## વાત જ્વર ઉપર ભૈરવ રસ.

વચ્છનાગ, સુંઠ, પીપર, મરી, લાલ રંગનાં આંકડાનાં ફુલ એ સર્વ સરખે ભાગે લઈ અદ્રકના રસમાં ખલ કરી વાલપુર માત્રા આંપે તો તત્કાળ વાત જ્વર જાય. વાત જ્વરની સમાપ્તિ.

## પિત્ત જ્વરનાં લક્ષણ.

પિત્ત જ્વરનાં લક્ષણમાં નેત્રમાં દાહ થાય એટલે કે ઝાળ બળે, મોઢું કડવું થાય, તરસ બહુ લાગે, આપણુ

તથા માથું ગરમ રહે અને અણુખત થાય અને તે દુખાવાથી અને અણુખતથી રોગીનો મળ બહુ પાતળો ઉતરે, ઉલટી થાય તથા ઊંઘ ન આવે અને મોઢું સુકાઇ રહે, પરસીનો આવે, મુત્ર પીળું તથા આંખો પીળી થઈ જાય એ પિ-ત જવરનાં લક્ષણ છે.

## પિત્ત જવર ઔષધી. (૧)

ધમાસો, હરડુસો, કડુ, પિ-ત પાપડો, માલ કાંકણી અને કરીયાતું એ વસ્તુઓનો કાઢો બનાવી સાકર નાંખી પીએ તો પિ-ત જવર જાય.

## પિત્ત જવર ઔષધી. (૨)

ગળવેલ, ગુંદરડાની મોથ, ધાણા, જેઠી મધ અને કરીયાતુ એનો કાઢો કરીને પીવાથી પાણીનો શોષ, પેટનું દુખાવું, અરૂચિ તથા શરદી વીગેરે પિ-ત જવર પોતાનાં કર્મ સાથે નાશને પામે છે.

## કફ જવર લક્ષણ.

કફ જવર રોગમાં ખાવાની અરૂચિ થઈ જાય, રોગીનું

શરીર ભારી રહે, મુત્ર સફેદ ઉતરે તેમજ નેત્ર સફેદાઈ-વાળા ફીકા થઈ ઊંઘ ઘણી આવે, શરીરમાં તાવ ઘણું રહે મોઢું મિઠાશવાળું થઇ જાય દસ્ત ખુલાસે નહી આવે, શ્વાસ અને ખાંસી ઉત્પન થાય એ સર્વ કફ જ્વરનાં લક્ષણ છે.

## કફ જ્વરની ઔષધી. (૧)

ત્રિફળાં, પીપરનું ચૂર્ણ કરી મધ સાથે ચાટે તો કફ જ્વર તથા ખાંસી મટે છે.

## કફ જ્વરની ઔષધી. (૨)

લીમડો, સુંઠ, ગળવેલ, સતાવરી ધમાસો, કરીયાતુ. પૂષ્કર મુળ, પીપર. ભોંયરીંગણી એનો કાઢો કરી પીવાથી કફ જ્વર જાય.

## વાત પિત્તનાં લક્ષણ.

વાત પિત્તવાળા રોગીને મુર્છા થાય, ચક્કર આવે, ચિત ભ્રમ થાય, દાહ થાય, ઊંઘ આવે નહી, માથામાં પીડા થાય કંઠ સુકાય, ઉલટી થાય, રૂવાડાં ઉભાં થાય, અરૂચિ થઈ જાય, અંગનાં સર્વ હાડકાં દુખાય, બગાસાં આવે, શરીરમાં આળસ્ય રહે, હરદમ ગાંડાની માફક દોડ્યા કરે એ વાત પિત્ત જ્વરનાં લક્ષણ છે.

## વાત પિત્ત જવર ઔષધી. (૧)

પંચમુળ, ગળવેલ, ગુંદરડાની મોથ, સુંઠ અને કરીયાતુ એ વસ્તુઓનો કાઢો પીએ તો 'વાત પિ-ત જવર' દુર થાય.

## વાત પિત્ત જવર ઔષધી. (૨)

મોથાદિ ઉકાળો, ગુંદરડાની મોથ, ધાણા, કરીયાતુ ગળવેલ, લીમડો, કડુ, કડા છાલ અને પટોળ એ વસ્તુઓનો કાઢો પીવાથી 'વાત પિ-ત જવર' દુર થાય.

## વાત કફ જવરનાં લક્ષણ.

રોગીને ખાંસી, સાંધામાં દુખાવો. મગજમાં દુખાવો તથા પીનસ, સંતાપ કરે, અંગ ધુજે, શરીર ભારે રહે, ઊંઘ ન આવે, પરશીનો નહી આવે, શ્વાસ લાંબો ચાલે, પેટમાં દુખાવો રહે એ સર્વ 'વાત કફ જવર'નાં લક્ષણ છે. એ રોગીની નાડી સર્પ તથા હંસની ચાલેચાલે છે.

## વાત કફ જવરની ઔષધી. (૧)

કળી ચુનો દશટંક, ચળકી હરતાલ દશટંક, લઈ કુંવાર પાઠાનાં રસમાં ખલ ચારપહોર સુધી કરે ત્યાર બાદ ગોળો

વાળી સુકાવે અને તે સંપુટમાં મૂકી પુંકાવી દે. ગજપુટનો તાપ આપે તો સરસ રસ થશે. તે રોગનું બળ જોઈ રોગીને ગરમ પાણી સાથે એકટંક આષધી આપે તો નિત્ય જ્વર તથા અંતઃજ્વર એક આંતરીઓ અને ચોથીઓ અને 'વાત કફ જ્વરા'દિ નાશ પામે.

## વાત કફ જ્વર આષધી. (૨)

કાચફળ, સુંઠ, વજ, ગુંદરડાની મોથ, પિ-ત પાપડો, સુકા ધાણા, હીમજી હરડે, કાકડાશીંગી, દેવદાર, ભારંગ એટલી આષધીઓ સમાન ભાગે લઇ કાઢો કરી પીએ તો 'વાત કફ જ્વર' જાય.

## કફ પિ-ત જ્વર લક્ષણ.

હોઠ લુખા ફાટી ગએલા, મોઢું કડવું, આળસ આવે, ઠોંસોને અરૂચિ થઈ જાય, તરસ વારંવાર લાગે, શરીરમાં દાહ થઈ આવે, ટાઢું રહે એ સર્વ 'કફ પિ-ત જ્વર'નાં લક્ષણ છે.

## કફ પિ-ત જ્વર ઔષધી. (૧)

સુંઠ; પિ-ત; પાપડો; ધમાસો એ વસ્તુઓ સમાન ભાગે લઈ કાઢો કરી પીએ તો 'કફ પિ-ત જ્વર નાશ પામે.

## કફ પિત્ત જ્વર ઔષધી. (૨)

ભોંયરીંગણી; ગળવેલ; સુંઠ; પુષ્કર મુલ, કરીયાતુ; એ સર્વ વસ્તુઓનો કાઢો સર્વ જ્વર નાશક છે.

## હરેક તાવ માટે જ્વરાંકુશ રસ.

સુધ્ધ પારો રાા ટંક; સુધ્ધ ગંધક રાા ટંક; ત્રિફલાં ૩ ટંક એ પ્રમાણે વસ્તુ લઈ કુટી કપડછાણ કરવી પછી આર્દ્રકના રસમાં સારી પેઠે ખલ કરવું; બાદ અડદનાં દાણા જેવડી ગોળી કરવી. એક સવારે અને સાંજે મધ ચા પાનમાં ખાયતો 'કફ પિત્ત જ્વર' તત્કાલ નાશ પામે છે.

## સન્નિપાત લક્ષણ.

સન્નિપાતવાળો રોગી ઘડીકમાં હસે ને ઘડીકમાં રડે, ગાયન પણ કરે છે; ઘડીકમાં શરીરમાં દાહ થઈ આવે; ઘડીકમાં શરીર ઠંડુ પડી જાય અને એનો સ્વભાવ પણ બદલાઈ જાય તેમજ ઘડીકમાં લવારો કરે ને ઘડીકમાં સાવચેત થઈ જાય અને લુગડાં પીખવા મંડી જાય; માથામાં તથા સર્વ અંગમાં દુખાવો થાય, કાનમાં બહેરો શબ્દ થાય; ગરદન આડી પડી જાય; તંદ્રા; શ્વાસ; કાસ; અરૂચિ; ચિન્ત

શ્રમ, કફ વ્હેલો છુટે નહી, મળ મુત્ર ઉતરે નહી અને ઉતરે તો થોડું ઉતરે અને કફથી કંઠમાં ખરાબ શબ્દ તો થતો હોય તેમજ પેટ ભારી રહે, મોઢું સુકાય અને નાડીની ગતિ ઘણી ધીમીને મંદ હોય, નાડી જણાય અને નહી જણાય, તેમજ લાલ, પીળું અને કાળાં રંગનું એવું દેખાય અથવા ધોળું હોય તો જાણવું કે સન્નિપાત છે. એમાંથી કોઇને થોડાં લક્ષણ હોય છે તો કોઇને વધું લક્ષણ હોય છે, તે વૈદે ચિકિત્સાથી જાણવું

---

## સન્નિપાત રોગની ઔષધી. (વીરભદ્રરસ.)

ત્રિકટુ ૩ ભાગ, સિંધવ, વરીયાળી, ૧॥ ભાગ, બેઉજીરા ૩॥ ભાગ, સુદ્ધ પારો ૧॥ ભાગ, ગંધક ૧॥ ભાગ, અબરખ રસ ૧॥ ભાગ એ સર્વેને ખલમાં નાંખી આર્દક રસમાં ખલ કરે, પહેલાં પારાને ગંધકની કાજળી કરે, બાદ બતાવેલી દવા અંદર નાંખી અંદર આર્દકનો રસ નાંખી ખુબ બારીક ઘુટે, સારી પેઠે આંખમાં આંજવાના અંજન જેવું થાય ત્યારે તેની બે રતી બરાબર ગોળી કરવી. એ ગોળી અગર સુકો રસ, સુંઠ, મરી અને પીપરનાં અનુપાનમાં આપે તો મહાન સન્નિપાત દૂર થાય, સિધવ તથા ચિત્રાના રસમાં મેળવી આપે તો તેર જાતના સન્નિપાતો મટે છે. જેમ સિંહ હાથીનો નાશ કરે છે તેમ એ વિરભદ્ર રસ સન્નિપાત રૂપી હાથીનો નાશ કરે છે.

---

## સન્નિપાત રસ. (૨)

પારો તથા ગંધક એ બને સુદ્ધ કરેલાં લેવાં અને વિષ પણ સુદ્ધ કરેલું લેવું, પચીસ ભાર લેવા, ૬ ટંક જાયફળ, પીપર ૧૦ ટંક પહેલાં પારા અને ગંધકની કાજળી કરી બારબાદ બતાવેલી દવા નાંખે અને તે આ દંકનાં રસમાં સવાદીન સુધી ખલ કરે, તે માત્રા એક રતિ પ્રમાણે રોગીને આપે તો સન્નિપાત તતકાળ મટી જાય તથા સન્નિપાત જવર તથા શીત જવર તથા જીર્ણ જવર તથા વિષુચિકા તથા વિષમ જવર તથા મંદાગ્નિ તથા માથાનાં રોગો એ દવાથી સારા થાય છે, આને સર્વ જાતનાં જવરો જાય છે અને શરીરમાં શક્તિ આપે છે. એવો ઉત્તમ રસ છે.

---

## રોગની પરીક્ષા.

રોગીને માટે સારા ઉપચારો અને રસ ઔષધીઓ અવશ્ય કરવી જોઇએ કારણ કે આયુર્દા હોય છે અને રોગી પીડા ભોગવે છે, પરંતુ તેની પીડા એટલે રોગી ઔષધી શીવાય સારો થઇ શકતો નથી જેમકે મોટો હાથી કીચડમાં ફસાઈ ગએલો હોય પરંતુ તેના ઉપાય શીવાય પોતાની મેળે નીકળી શકતો નથી.તેમ રોગીનું આયુર્દા હોય અને ઔષધો નહી કરે તો તે રોગી નિશ્ચે મરી જાય છે. બીજો દાખલો- જેમ દીવામાં તેલને દીવેલ બેઉ હોય છે છતાં દીવો પવનથી હોલવાઇ

જાય છે તેમ રોગીનું આયુષ્ય હોય અને જીંદગી હોય તો પણ ઉપાય નહી કરવાથી પ્રાણીને રોગ રૂપી પવન નાશ કરે છે. અર્થાત કે રોગી મરણ પામે છે. બરાબર તેની ચિકિત્સા ન કરી હોય તો સાધ્ય હોય તે અસાધ્ય બની જાય અને તેથી રોગી મૃત્યુ પામે છે. માટે જ્યાં સુધી શ્વાસ હોય ત્યાં સુધી ઔષધી અવશ્ય કરવી. કારણ કે મરણાંત સુધી ઉપાયથી પ્રાણ રહી શકે છે આવું સમજીને બુદ્ધિમાને ઔષધી કરવી.

## મૃગી ફેફરાં ઔષધી. (૧)

ધોળા વજ. ખોરાસાણી અજમોદ એ મધની સાથે ઘણી મુદત સુધી સેવન કરે તો ફેફરું મટી જાય છે.

## મૃગી ફેફરાં ઔષધી. (૨)

બ્રાહ્મી, વજ, કુટ, સંખાવળી એ વસ્તુઓને ખલમાં નાંખી સારી પેઠે મર્દન કરવું, એ ચૂર્ણ સવારના પહોરમાં અઢી તોલા ગાયનાં ઘીમાં મેળવી ચાટે તો ફેફરૂ મટી જાય છે સાંજ અને સવારે બેઉ વખત સેવન કરવું.

## મૃગી ફેફરૂં ન્યાસ લેવાની ઔષધી.

કાળાં મરી બીજોરાનાં રસમાં એકવીસ દીવસ સુધી રહેવા દે; બાદ તેને કાઢીને બા. મુત્રમાં મર્દન કરીને ન્યાસ લેતો ફેફરૂં સારૂં થાય છે.

## પરમીયા રોગની ઔષધી. (૧)

સંખાવળી, એલચી અને શિલાજીત સમાન ભાગે લઈ ગાયનાં માખણુમાં ચાટે તો 'પરમીયો' મટે.

## પરમીયા રોગની ઔષધી. (૨)

નામની બુટ્ટી અને લવેંગ મળી ૧ તોલો રોજ ઘીની સાથે ખાય તો હરસ મટે છે.

## કંસોદી નામની બુટ્ટીનાં ગુણ.

વૃક્ષનાં ગુણ– તેનાં પાતરાંથી ઝેર ઉતરે છે. તેનાં ફળથી વાઘ ડરીને નાશી જાય છે. તેનાં મુળીયાથી સર્પ બીએ છે, ઘરમાં આવી શકતો નથી અને તેનાં ફુલથી રતાંજળી મટી જાય છે.

## શિત પિત્તનાં લક્ષણ.

શિત પિત્તનો વ્યાધી ઠંડુ પાણી પ્રવેશ થવાથી તથા ઠંડો પવન લાગવાથી, કફ અને વાયુનો અતિ કોપ પિત્તની સાથે મળી જાય છે અને રૂધિરમાં પ્રવેશ કરે, તે રૂધિર ચાશ બ્રાહ્ય ઠાચામાં ફેલાઈ જાય છે તેને શિત પિત્તનો વ્યાધી કહે છે.

## તેની સાથે પિત્તનાં મિશ્રિતપણાંના લક્ષણ.

શરીરમાં સોજો આવી જાય છે તેમજ ચકતા પડી જાય છે. તેમજ શરીરમાં અતિશય ખાજ પડી જાય છે. ખજવાળને લીધે લોહીનાં બીગાડથી આખા શરીરમાં ચકતાં ચાંઠા જેવા પડી જાય છે.

## શિત પિત્ત રોગની ઔષધી. (૧)

ગોળ અને અજમો મેળવી પંદર દીવસ ખાવાથી શિત પિત્તનો વ્યાધી મટે છે.

## શિત પિત્ત રોગની ઔષધી. (૨)

શુધ્ધ પારો ૮ ભાગ, ઝેરકચુરો ૧૦ ભાગ, શુધ્ધ ગંધક ૧૨ ભાગ, સુંઠ ૧ ભાગ, મરી ૧ ભાગ, પીપર ૧ ભાગ, ત્રિફળાં ૩ ભાગ, ભિલામો ૧ ભાગ, ચિત્રો ૧ ભાગ, વજ ૧ ભાગ, રેણુકા ૧ ભાગ, આસન ૧ ભાગ, નાગકેશર ૧ ભાગ, ગોળ ૪ ભાગ. એ વસ્તુઓને સારી પેઠે ઘુંટી બતાવેલો ગોળ નાંખી બેવાલ પુર ગોળી વાળવી તે ગોળી પરેજીથી ખાયતો વાત પિત્તનો વ્યાધી સારો થઈ જાય છે.

## શિત પિત્ત રોગ ઉપર ઔાષધી. (૩)

### અમૃતાદિ કવાથ.

ગળવેલ, હળધ, સુકાધાણા, લીમડો, ધમાસો એને પૃથક પૃથક ઉકાળો કરે. અને જૂદો જુદો પીએ તો શિત પિત્તનો રોગ સારો થઈ જાય. પહેલાં શિત પિત્તવાળા રોગીને સાત દીવસ સુધી મુંજીસ પીવાડે ત્યારબાદ બીજી દવા કરે.

## કફ પિત્તનાં લક્ષણ.

ખાધેલું અનાજ પચે નહી, કડવાસવાળાને ખાટા ઓડકાર આવે, શરીર ભારે રહે, કંઠમાં દાઝરો બળે અને ખાધેલા ખોરાકમાં અરૂચી થઇ જાય એ લક્ષણ કફ પિત્તનાંછે.

## કફ પિત્ત રોગની ઔાષધી. (૧)

ગળવેલ, ચિત્રો, લીમડો, અને પટોળ એનો કાઢો બનાવી મધની સાથે લેવાથી કફ પિત્તનો રોગ સારો થાય છે.

## કફ પિત્ત રોગની મધુ અને પીપળી યોગ ઔાષધી(૨)

પીપરનું ચૂર્ણ મધમાં મેળવી ચાટવાથી કફ પિત્તનો રોગ સારો થાય છે.

## કફ પિત્ત રોગનો કવાથ. (૩)

કરીયાતુ, લીમડો, ત્રિફળાં, માનગલોડી, અરડુસા, ગળવેલ, પીત્ત પાપડો તથા ભાંગરો, એટલી વસ્તુઓનો કવાથ કરી મધની સાથે પીવાથી અમલ (કફ) પિત્તનો રોગ સારો થાય છે.

## કફ પિતત્ત રોગ ઉપર ઔષધી (૩) કવાથ.

ભોંયરીંગણી, ગળવેલ, અરડુસા, એ વસ્તુઓનો કવાથ કરી પીવાથી શ્વાસ, ખાંસી જ્વર, શરદી અને અમલ પિત્ત એ સર્વ રોગો નાશ પામે છે.

## વાત મુત્ર કચ્છનાં લક્ષણ.

જે રોગીને મૂત્ર કચ્છ થાય તેને જાંગમાં તથા પેટમાં તથા ઇંદ્રિયમાં પીડા હોય છે અને મુત્રની હાજત થાય પણ થોડું થોડું મુત્ર ઉતરે તો તે વાતનો રોગ જાણવો.

## પિત્ત મુત્ર કચ્છનાં લક્ષણ.

મુત્ર પીળાં રંગનું અથવા લાલ રંગનું, ગરમ કષ્ટથી થાય તો પિત્તનો જાણવો.

## કફ મુત્ર કચ્છનાં લક્ષણ.

પેઢું અને ઈંદ્રિય બન્ને ભારી પણામાં લાગતાં હોય, સોજો ચઢેલો હોય અને મુત્રમાં ફીણ આવે તો તે કફનો રોગ જાણવો એ પ્રકારનાં રોગમાં ઉલટી ફાયદા કારક છે. પિત્તનો હોય તો જૂલાબ ફાયદાકારક છે. વાતનો હોય તો વસ્તી કર્મ હિતકારી છે.

## મુત્ર કચ્છ રોગની ઔષધી કવાથ. (૧)

દાભડો તથા કાંસનો ઉકાળો બનાવી પીવાથી 'મુત્ર કચ્છ રોગ' સારો થાય છે.

## મુત્ર કચ્છ રોગની ઔષધી. (૨)

ગળવેલ, સુંઠ, આમળાં, આસગંધ અને ગોખરૂં એ વસ્તુઓનો કવાથ બનાવી પીવાથી મૂત્ર કચ્છ રોગ સારો થાય છે.

## મુત્ર કચ્છ રોગ ઉપર ઔષધી. (૩) ચુર્ણ

કાકડી નાંખી, જેઠી મધ, દારૂ હલધી એ વસ્તુઓનું ચૂર્ણ બનાવી ચોખાનાં ધોવાણ સાથે પીવાથી મુત્ર કચ્છ રોગ સારો થાય છે.

## મુત્ર કુચ્છ રોગ ૈાષધી. (૩)

આમલાનો રસ અને દારૂ હલધ મેલવી મધ નાંખી પીવાથી મુત્ર કુચ્છ રોગ સારો થાય છે.

---

## મુત્ર કુચ્છ રોગ ઉપર દુધનો યોગ. (ઔષધી) ૪

દુધમાં ગોળ મેલવી ગરમ કરી પીવાથી સર્વ પ્રકારના મુંત્ર કુચ્છ રોગ સારાં થાય છે.

---

## ભયંકર મુત્ર કુચ્છ ઉપર ઔષધી. (૫) કુવાથ

કુવચનાં પાતરાં ૬ માશા, કાળી વરાખ ૯ નંગ. ગુલાબનાં ફુલ ૯ માસા, જેઠી મધનાં પાતરાં ૬ માસા વરીયાળીનાં મુળીયા ૬ માસા, સોનામખીનાં પાતરાં ૩ માસા, અંજીરનું છોડું ૯ માસા, ગુલકંદ બે તોલા એ સર્વ દવાંઓ પોણો શેર પાણીમાં સાંજે પલાળવી અને સવારમાં સુબાશ્વર ઉકાળવી. પાશેર પાણી બળી જાય અને અર્ધો શેર પાણી રહે ત્યારે ઉતારી લેવી. તે ગાળીને ઉકાળો પીવાથી શરીરનાં સર્વ રોગનો નાશ પામશે. નવ દીવસ સુધી પીવાડીને પછી જુલાબ આપવો.

# ઉપદંશ ફીરંગી વાયુ તથા ગરમીનું કથન.

એ વ્યાધી વેશ્યાનાં સગથી તથા હલ્ક્ય નીચ જાતીના સ્ત્રી સાથે સંગ કરવાથી પેદા થાય છે તથા સ્ત્રીએ એવા નીચ પુરૂષનો કરવાથી એવો વ્યાધી પેદા થાય છે અથવા તો ગરમીવાળો મનુષ્ય અથવા સ્ત્રી પીશાબ કરે તે જગ્યા ઉપર બીજો સારો માણસ બેસી પીશાબ કરે તોતે જગ્યાએથી ઉડીને ગરમી સારાં માણસને લાગે છે, અને આ વ્યાધી મોટો થઈ જાય છે. તેમજ વાત પિત્ત અને કફને લીધે ફીરંગી વાયુરોગ ત્રણ દીવસમાં પેદા થાય છે. ગરમીવાળાને આ રોગ સંતાડવો ન જોઇએ અને એમાં ઔષધી ઉપાય જલદી કરવાં જોઇએ કારણ કે ઘણા મનુષ્યો શરમના લીધે કોઇને કહી શકતા નથી અને મુર્ખ વૈદોની સાધારણ દવાઓ કરે છે. પરંતું આ રોગ ઘણો ખરાબ છે. તમામ શરીરમાં પસરી જાય છે અને ફુટી નીકળે છે. પહેલ વહેલી ઝીણી ફોલ્લીઓ જણાય છે. પરંતુ દીવસો વધારે થાય છે તેમતેમ આખા શરીરમા પ્રવેશ થઈ જાય છે માટે કરીને એનો ઉપાય જલદી કરવો પ્રથમ ઇંદ્રિયમાં ઘા પડે છે અને કોઢના જેવુ શરીરે ફુટી નીકળે છે અને જગો જગોએ ચાંદા પડે છે. અને પેઢુમાં બંધની ગાંઠ નીકળે છે, બાદ શરીરમાં સાંધા પકડી લે છે તેથી ચાલવા ઉઠવાની શક્તિ રહેતી નથી પછી અસાધ્ય થઈ જાય છે માટે ગરમી-વાળા મનુષ્યે શરમ નહી રાખતાં કોઈ સારા વૈદોની પાસે જઇ હાજર થઇ જવું. તો પછી જલદી ઉપાય થશે ગરમીની નીશાની ત્રણ પેઢી સુધી ઉતરે છે.

## ઉપદંશ લક્ષણ.

ઉપદંશ વ્યાધીવાળા રોગીનાં શરીરમાં જ્વર હોય, ભૂખ ન લાગે, અરૂચિ જેવું મન રહે, મોઢું કાળું પડી જાય, શરીરની કાંતિ બદલાઈ જાય તથા ગાડો અને પિશાબ કડક હોય, એ લક્ષણે ઉપદંશ ગરમીવાળા રોગીનાં છે.

## ઉપદંશ ગરમીવાળાની ઔષધી. (૧)

ઉપદંશ ગરમીવાળાને પહેલ વહેલાં જુલાબ દેવા પછી ઇંદ્રિય જુલાબ દેવા. બાદ તેના શરીરમાંના સાંધાદિકનો ઉપાય કરવો. ગરમીનો પહેલો ઉપાય એ છે જે એજ.

## ઔષધી. (૧)

પોપટીનાં પાતરાં, સોનામખીનાં પાતરાં, વરીયાળી, મુનકકા દરાખ, ગુલાબનાં ફુલ અને ગરમાળો—એ સર્વ દવાઓ સરખે ભાગે લઇ અર્ધા શેર પાણીમાં ઉકાળો કરવો તેમાં પાશેર પાણી રહે ત્યારે ઉતારી ઠંડુ પડયા બાદ તે ગરમીવાળો મનુષ્ય પીએ એ મુજબ ત્રણ દીવસ સુધી કરે ત્યારબાદ બીજી દવા કરે.

## ઉપદંશ રોગની ઔષધી. (૨)

શુદ્ધ જમાલ ગોટો ૧ તોલો, આમળાં ૪ તોલા એ બંનેને ખાંડી લુગડામાં ચાળવાં. બાદ એક દીવસ લીંબુના રસમાં મર્દન કરી તેની વટાણા બરાબરની ગોળી કરવી એ ગોળી ટાઢા પાણી સાથે સાંજ અને સવારમાં એકએક ખાય તો પંદર દીવસમાં એ ગરમીનો રોગ સારો થઈ જાય.

## ઉપદંશ રોગની દવા. (૩)

શુદ્ધ સંખીયો ૧ તોલો, સફેદ અક્કલગરો, ખેરશાલ, ભાંગરો તથા સફેદ સોપારી એ સર્વ છ છ માસા લેવી. તે ખાંડીને કપડામાં ચાળી બાદ પાણીમાં ખલ કરવો. તેની બાજરીનાં જેવડી ગોળી વાળવી. એ ગોળી સવારમાં અને સાંજે પાણી સાથે વૈદ ખાવાને આપે તો આઠ દીવસમાં અસાધ્ય રોગ સારો થાય.

## ઉપદંશ રોગની ઔષધી. (૪) તેલ

મરી, હીમજી હરડે અને મરચાં એટલી વસ્તુઓ તલ્લીનાં અર્ધા શેર તેલમાં સારી પેઠે ચડાવે. મરચાં બળી જાય ત્યારે તેલને ઉતારી લેવું. એ તેલ માલીસ કરવાથી ગરમી સારી થઈ જાય છે.

## કડક પીશાબની ઔષધી.

શુધ્ધ રાળ ૦। શેર, સાકર ૦। શેર, એ બેઉને ઝીણી રીક ઘુંટી, લુગડામાં ચાળી રોગીને એક તોલો ખાવાને ાપવી. ઉપરથી જોઇએ તેટલું પાણી પીએ. જેટલું પાણી એ તેટલોજ પીશાબ થાય, એમ ત્રણ દીવસ સુધી કરે . પીશાબનું કડકપણું સારૂં થઈ જાય.

## ઇંદ્રિય જુલાબ.

ગુલાલ રંગની મટોડી આવે છે તે ૯ માસા, કલમી માસા એ પ્રમાણે વસ્તુઓ લેવી. એ બંને વસ્તુઓને કરાં મેળવી ત્રણ શેર પાણીમાં રોગીને આપવું તો ટલું પાણી પીએ તેટલોજ પીશાબ થાય અને તેથી તેનુ રીર હલકું પડી જાય અને તબીયત સારી થઈ જાય છે.

## ગરમી ટાંકીની ગુટિકા. (૧)

શુદ્ધ સંખીયો ૧ તોલો, અને સારો કાઠો ૨ તોલા એ ાકપુરી પાનમાં બે દીવસ ખલ કરે બાદ તેની બાજરી માન ગોળી વાળવી. તેમાંથી એક ગોળી સવારમાં અને ાંજે ખાયતો ઉપદંશ ગરમી સારી થઈ જાય. પથ્યમાં ઘ ભાત ખાવો બીજી કોઈ પણ ચીજ ખાવી નહી.

## ગરમી ટાંકીની ઔષધી. (૨)

મંદારની લાકડી જળાવેલી ૨ તોલા સાકર સાથે સમાન ભાગે રાખી ૬ માસા સવારમાં અને ૬ માસા સાંજે ખાય તો તેની ગરમી આઠ દીવસમાં સારી થઇ જાય.

## ઇંદ્રિય લેપનો મલમ. (૧)

કાળા મેદ ૨ તોલા, મેંદીનાં ખી ૧૦ માસા, રૂમી-મસ્તકી ૭ માસા, સુરંજણ ૭ માસા, નિશોતર ૧૭ માસા ૩ માસા, ૫ તોલા, લીંબુના પાતરાં ૧ તોલો, બકરીની ચરબી ૧૧ તોલા મેળવી એનો મલમ તઈયાર કરે, તે મલમ શરીરમાં જ્યાં જ્યાં ગરમીનાં ચાંડા પડ્યા હોય ત્યાં ત્યાં ચોપડે અને પચાવે. એનાથી ગરમીનાં ચાંઠા તથા ખાંસી કોલ્લી વીગેરે સર્વ રોગો સારા થઇ જાય છે.

## ઇંદ્રિય લેપનો મલમ. (૨)

કાળી મેદ ૧ તોલો, કપીલો ૨ તોલા, સફેતો ૨ તોલા પીઈલી નામની દવા થાય છે તે ૬ માસા, એ સર્વ માખણુ અગર ગાયનાં ધોએલાં ૬ તોલા ઘીમાં મેળવીને ઇંદ્રિયના ઘા ઉપર લગાવે તો જલદી સારૂં થાય છે. અસાધ્ય થયેલો રોગ ઘા વીગેરે સારાં થાય છે.

## ઇંદ્રિય લેપનો મલમ. (૩)

મરડાશીંગ ૧ પૈસાભાર, રાળ ૧ પૈસાભાર અને ઘી ૪ તોલા મેળવીને મલમ તઇયાર કરી તે લગાડવાથી ઘા પડેલો હોય તથા ટાંકી પડેલી હોય તો તે સારાં થાય છે.

## ઇંદ્રિય લેપનો મલમ. (૪)

ત્રિફળાં બાળીને મધમાં મેળવી ઘા પડેલો હોય ત્યાં લેપ કરે તો ઘણા દીવસની ગરમી હોય તો પણ તે ઘા પુરાઈ જાય અને સારૂં થઈ જાય છે.

## ઉપદંશ ગરમીવાળા માટે હુક્કામાં

## પીવાની ઔષધી. (૧)

હીંગળોક, માજુફળ, આંકડાની જડ તથા ભાંગરો એ સર્વ સરખા ભાગે લઈ ખલ કરી તેમાંથી નવ માસા બરાબર ચલમમાં મુકવી અને પછી ખેરડાનો દેવતા ભરવો તે બળી જાય ત્યાં સુધી હુકકો અગર ચલમ પીવી. તે પીવાથી શરીરની સર્વ ગરમી એક સપાટામાં સારી થઈ જાય છે. એના સમાન બીજી કોઈપણ દવા નથી.

# ઉપદંશ રોગની હુક્કામાં પીવાની ઐાષધી. (૨)

ઇંદ્રાઇન ફળનાં પાતરાં અને છોડા અને એ ભાંગરો સર્વ મેળવીને ચલમમાં મૂકી પીવાથી ગરમી સારી થઈ જાય છે.

# ઉપદંશ રોગ ઉપર આંકડો ઉર્ફે મંદારની ગુટિકા. (૧)

આંકડાનાં મુલીઆં ૧ તોલો, કારામરી ૫ માસા, એ બંને ભેગા ખલ કરીને તેની મરી જેવડી ગોલી કરવી. તે ગોલીમાંથી એક સવારે અને એક સાંજે ખાય તો ઉપર બતાવેલાં તમામ ગરતીનાં રોગો સારાં થઈ જાય છે.

# ઉપદંશ રોગની ગુટિકા. (૨)

અરડુસાનુ મુલીયું ૨ તોલા, કાલાંમરી ૨ તોલા એ બંને વસ્તુઓ મેલવી સારી પેઠે ખલ કરી ચણી બોરનાં બરાબર ગોલી કરવી. તે ગોલીમાંથી સવારે અને સાંજે પાણી સાથે ખાય તો ગરમીનાં રોગો સારાં થઈ જાય છે.

## ઉપદંશ ઉપર હુક્કામાં પીવાની ઔષધી. (૩)

ખોરાસાણી અજમોદ રા માસા, હીંગળોક ૫ માસા, શુદ્ધ મોરથુથુ ૨ રતી, અક્કલગરો ૫ માસા, આંકડાની જડ ૧૦ માસા એ સર્વે દવા બતાવ્યા મુજબ લઈ ખલમાં ઘુંટવું ઝીણું બારીક થયા બાદ તેમાંથી ચલમમાં મુકવી અને બોરડીનાં લાકડાંનો અંગાર મુકી ચલમ ભરવી. તે ચલમ પીવાથી ઘણીજ સ્હેલાઈમાં ફીરંગી રોગ સારો થાય છે.

## ઉપદંશ ગરમી ઉપર ઔષધી. (૪)

કસોઇનાં મુળ અથવા તો પાતરાં એક તોલો લઈ તેમાં પાંચ માસા મરી નાંખી પછી બંનેને ભાંગની પેઠે વાટીને પાએતો ફીરંગી રોગ સારો થઈ જાય તથા ઉપદંશ પણ જાય.

## ઉપદંશ રોગની ઔષધી. (૫)

હીંગળોક, અક્કલગરો, લીમડાનો ગુંદર, માયુફળ, સોહાગો (ટંકણખાર) એ સર્વે દવાઓ એકએક તોલો મેળવીને ખલ કરવી તેનાંથી મુજબ પ્રમાણમાં મુકી, ચલમમાં મુકી ઉપરથી દેવતા મુકનો અને તે ચલમ પાએ તો સર્વ પ્રકારની ગરમી નાશ પામે છે એનાં શંસય નથી.

## ગરમી ટાંકી ઉપર મલમ (૫)

આજેનુ મોરથુથુ ૬ માસા, મીણ ૧ તોલો, અને ઘી ૨ તોલા મેળવી ગરમ કરી મલમ બનાવવો. ને મલમ ઘા ઉપર લેપ કરવાથી અમર તો પટી મારવાથી ઉપદંશ ગરમીનાં ચાંઠા. ફોલ્લી વીગેરે થઈ હોય તો તે તરત સારી થાય છે. એમાં શંસય નથી અનુભવસીદ્ધ છે.

## ઉપદંશ મલમ. (૬)

કડવુ તેલ ૦। શેર, મીણ ૨॥ પાશેર, કપીલો ૧॥ શેર સીંદુર ૦। શેર, મરડાંગીંગ ૦। શેર, એ સર્વ વસ્તુઓ બારીક ઘુંટી ઘીમાં મેળવી મલમ તઇયાર કરવો. ને મલમ જે જગ્યા પર જખમ ચાંદા વીગેરે થયાં હોય ત્યાં લગાવે ને ઉપર બનાવેલો રોગ જલદીથી સારો થાય છે.

## ઉપદંશ ગરમીનો મલમ. (૭)

સફેદ રાળ ૧ માસા, રસ કપુર ૬ માસા ગુલાબનું તેલ ૨ માસા, એ સસ્તુઓને મેળવી એકસો દશવાર પાણીમાં ધોવું. તે મલમ ઘા ઉપર લગાડે તો જલદીથી જખમ સારો થાય છે.

## ઉપદંશ ગરમીનો મલમ. (૮)

માખણ એક તોલો લઈ એકસો દશવાર પાણીમાં ધોવું ને તે મલમ લગાવે તો ઘા સારો થઈ જાય છે.

## બધ રોગનો મલમ. (૧)

નાગફેણી કાંટાનો ફેણુ લઇ તેને ફાડીને તેમાં આંબા હળધીનું ચૂર્ણ ભરી કપડ માટી કરી તે કપડ માટી દેવતામાં અગર ભરડમાં બાફી સહન થાય તેવું ગરમ બધ ઉપર બાંધે તો ત્રણ દીવસમાં નીકળેલી બધ સારી થાય છે.

## બધ રોગનો મલમ. (૨)

આંબા હળધ, દીવેલો અને જુનો ગોળ એટલી વસ્તુ સરખા ભાગે લઇ વાટી બધ ઉપર લેપ કરે તો બધ પાકી ફાટીને સારૂં થાય છે.

## બધ રોગનો મલમ. (૩)

દીવેલીનાં બી ને હરડેસ તથા દીવેલનો સરકો એટલી વસ્તુઓ સરખા ભાગે લઈ મેળવી, ગરમ કરી, બધ ઉપર બાંધે તો ઇંદ્રિય અંદર બેસી જાય છે અને સારૂં થાય છે.

## બધ રોગનો મલમ. (૪)

આંકડાનાં પાતરામાં દીવેલ લગાડી ગરમ કરી બધ ઉપર બાંધે તો બધ બેસી જાય છે અને સારી થાય છે. બાદ ધંતુરાનાં પાતરાંનો સેક કરવો.

આંધિયા વાયુની દવા બગડેલા લોહીને પણ સાફ કરે છે અને પાછું તેવુ લોહી લાવે છે.

ઉસવા, મગરવી ૭ તોલા, સોનામખીના પાતરાં ૨ાા તોલા, વરીયાળી ૨ાા તોલા, વીસપંજ ૨ તોલા, લાલચંદન ૧ તોલો, સાકર ૭ તોલા અને મધ ૭ તોલા, એટલી વસ્તુઓ પહેલાં ઉસવાને એક શેર પાણીમાં ચડાવી ઉકાળવી જ્યારે અર્ધું પાણી રહે ત્યારે સાકર અને મધ ઉપર બતાવ્યા પ્રમાણે નાંખી ચાસણી કરવી બાદ ઉપર બતાવેલી બીજી દવાઓ ઝીણી વાટી કપડામાં ચાળીને ચાસણીમાં મેળવવી, તે ચાસણી શીશીમાં અગર ચીનાઈ વાસણમાં ભરી રાખવી. તેમાંથી છ માસા પ્રમાણમાં એક તોલા સુધી ખાય તો બહુજ ગુણ કરનારી છે. સાડાના તથા ગરમીના સર્વ રોગોને મટાડી સારૂં કરે છે.

## સંધિવાની ઔષધી. (૨)

દીવેલી લઈ ઉપરનું છોડું કાઢી નાંખી તેનું બીચ ખાવુ આજે એક દાણો ખાવો, કાલે બે દાણા ખાવા, પરમ દીવસે ત્રણ દાણા ખાવા એ મુજબ દરરોજ એકએક દાણો વધતાં જવું, એ મુજબ સાત દીવસ સુધી ખાવું, બાદ એકએક

દાણો ઓછા કરતાં જવું. એક દાણો રહી જાય ત્યારે મુકી દેવું. આ ઔષધી ઘણી સુગમતાવાળી અને ઘણી રહેલી છે તેથી સર્વ સાંધાના વી૦ રોગો સારાં થાય છે.

## સંધિવા રોગનો કવાથ.

વરીયાળી, કાંસનીનાં બી, માની પોપટી, હંસરાજ વરીયાળીનાં મુળીયાં, દાભડાનાં મુળીયાં, જેઠી મધ, બાવળીયાના ફુલ એ સર્વ દવા પાણીમાં નાંખી કવાથ કરી આઠમાં ભાગે પીવું. તેથી શરીરનાં સાંધા, ગાંઠ વીગેરે રોગો તત્કાળ સારાં થઈ જાય છે એ કવાથની અંદર અફીણનાં ડોડાપણ નાંખવા.

## ઉપદંશ લેપ.

કણેરનું મુળ ઘસી લેપ કરેતો અસાધ્ય ગરમી સારી થાય છે મૂગલાઈ જાવારીસથી કલેજાની ગરમી સારી થાય છે અને કબજીઆતને દુર કરે છે. અને ભૂખને લગાડે છે એવો ઉત્તમ રસ છે.

## ઉપદંશ ગરમીની દવા.

લવેંગ ૭ માસા, છડ ૩ાા માસા, અગર અને ખામ એ બંને મળી ૧૩ માસા, સાકર ०ાાા શેર, ગુલાબનો અર્ક ૧ાા ટાંક, ગુલાબજળ ०ાા શેર તેમાં સાકર નાંખી બેઉની ચાસણી કરવી. બાદ બતાવેલી દવા બારીક ઘુંટી, વસ્ત્રગાળ કરી તે ચાસણીમાં મેળવી દેવી. તે ચાસણીનો ખોરાક નવ માસા પ્રમાણમાં ખાયતો ઉપર બતાવેલાં રોગો સારાં થાય છે.

## ઉપદંશ ગરમી ઉપર. (વસી)

સફેદ મરી, અજમોદ ૫ તોલા, કેશર ૧ તોલો, બાલ છડ પા માસા ફર્ફીઉન ૩ માસા એ સર્વ દવાઓ ખલ કરી, વસ્ત્રગાળ કરવી. બાદ મધ સાથે મેળવી એક ચીનાઇનાં વાસણમાં ભરી મુકવી. અગર તો ૭ મહીના જવ તથા ભાતમાં દાટી મુંકવી તેને કાઢીને ત્રણ માસા પ્રમાણમાં ખાય તો ગરમીનાં સર્વ રોગો સારાં થાય છે અને શરીર તર બનેછે.

## હરડસ ખાવાની વિધી.

જેઠને અષાઢમાં હરડસ ગોળની સાથે ખાવી. શ્રાવણ અને ભાદરવામાં સિંધવ મીઠાની સાથે ખાવી, આશો ને

કાર્તિકમાં સાકરની સાથે ખાવી, માગશરને પોષમાં સુંઠની સાથે ખાવી, માહ અને ફાગણમાં પીપરની સાથે ખાવી, ચૈત્ર અને વશાખમાં મધની સાથે ખાવી.

---

## હરડસનાં હરેક માસમાં ગુણ.

જેઠ માસમાં હરડસ ખાયતો ખાંસી રોગ મટી જાય, આષાઢ માસમાં ખાયતો પેટ સાફ થાય, શ્રાવણ માસમાં ખાય તો આંખનું તેજ વધે, ભાદરવા માસમાં ખાય તો શકિત બહુ આપે અને આશો માસમાં ખાયતો રોગીનાં વાળ કાળા થાય અને કારતક માસમાં ખાયતો પાણીની અસરથી થતાં શરીરનાં સર્વ રોગો જાય, માગશર માસમાં ખાયતો પુરૂષ બળવાન થાય, પોષ માસમાં ખાયતો શરીર પુષ્ટ થાય. માહ માસમા ખાયતો બુદ્ધિ વધે, ફાગણ માસમાં ખાયતો આંખનું તેજ ઘણુ વધે, ચૈત્ર માસમાં ખાયતો મગજ શકિત બહુ ખીલે એટલે કહેલી વાત બીલકુલ વીસરે નહી. એ પ્રમાણે બાર મહીના સુધી હરડસનુ સેવન કરે તો તેના શરીરમાં બીલકુલ વ્યાધી રહે નહી ખાનાર રોગી નિરોગી થાય.

## જુલાબ લેવાની વિધી.

જે રોગીને જુલાબ લેવો હોય તેણે પ્રથમ દીવસ પોચોને હલકો ખોરાક લેવો, અને દૂધ, સાકર તથા ભાત વીગેરે ખાવાં તેથી તમામ રોગોનાં દર્શન થઈ આવશે. ત્યારે જૂલાબ લેવો, જુલાબ લેવાથી બુદ્ધિ નિર્મળ થાય છે ને ઇદ્રિયોનું બળ વધે છે. તથા શરીરની સુસ્તી બંધ થાય છે તેમજ આંખનું તેજ, વાત કફના રોગો તથા ભોંયનો બઝાડ વીગેરે સારૂં થાય છે. તેમજ ખરાબ લોહીને કાઢી નાંખે છે અને નવું લોહી આવે છે—આણે છે.

## જુલાબની ગુટિકા.

કાળો દાણો થોડો સેકીને એક તોલા સોનામખીનાં પાતરાં અને એક તોલો હરડસ લઈ ખલમાં મર્દન કરવું. તેની વટાણા જેવડી ગોળી કરવી. તેમાંની એક ગોલી અગર બે ગોલી રોગીનું બળ જોઈ ઉનાપાણી સાથે આપવી. તેથી ઘણો સારો જુલાબ થાય છે. ઘી અને ખીચડી ખાવી.

## વાત રોગ માથાની ઔષધી.

આદુનો રસ, પીપર, સિંધવ મીઠું અને ગોળ એ ચાર દવા સમાન ભાગે લઈ ઘસીને નાક વાટે સુંગાડે તો તરત માથું શારૂં થાય છે.

## પિત્ત રોગ માથાની ઓષધી.

કસીરી, સાકર અને ઘી એ ત્રણે સરખા ભાગે દુધમાં વસી ન્યાસ લેતો શિર રોગ તથા આધા શીશી સૂર્યવર્તી તથા મોંઢાની પીડા સારી થાય છે.

## કફ રોગનાં માથાની ઔષધી. (૧)

તાંદળીયાની ભાજી ૨ તોલા, સુંઠ ૧ તોલો, મરી ૬ માસા, એ સર્વ દવા ઝીણી વાટી ખલ કરીને સાથે લેપ કરે તો માથાનો દુખાવો સારો થાય છે.

## માથાનાં લેપની ઔષધી. (૨)

એરંડીનુ મુળ, સુંઠ અને કુટ એ સર્વ દવાઓ સાથે વાટીને લેપ કરે તો પિત્તનાં માથાનો દુખાવો જાય છે.

## નાકનાં રોગ.

ઘણી છીક આવતી હોય તો લીલા ધાણાંના પાતરાં સુંઘે અથવા તો સુખડની સુગંધી લેય તો મટી જાય.

## નાક રોગની ખાવાની દવા.

સુઠ, પીપર, એળચી પ્રમાણમાં ત્રણ ત્રણ માસા લેવી અને ગોળ સાત તોલા લેવો એ મેળવી એકત્ર કરી તેમાંથી ૨ાા માસા બરાબર ખોરાક ખાયતો નાકનાં રોગ સારા થાયછે.

## શ્વાસ રોગની ચિકિત્સા.

જે વસ્તુ ખાવાથી હેડકડી વીગેરે રોગો થાય છે રોગથી શ્વાસ ઉત્પન થઈ જાય છે.

---

## શ્વાસ રોગ પાંચ પ્રકારનાં છે.

(૧) મહાશ્વાસ, (૨) ઉર્દ્ધશ્વાસ, (૩) છિન્નશ્વા (૪) તમકશ્વાસ, (૫) ક્ષુદ્રકશ્વાસ, એમ પાંચ પ્રકારનાં શ્વ કહેવાય છે.

---

## શ્વાસ રોગની શાંતિ માટે.

તેને જાણવુ કે હૈયામાં તથા કાનનાં હમણામાં દુ સુળ મોય, આપૂરો હોય, મળ મુત્ર નહી ઉતરે અને મોઢ સ્વાદ જતો રહે ત્યારે જાણવુ કે શ્વાસ પેદા થશે, તે રો માટે પ્રથમ દાન પુણ્ય કરવું અને ચંદ્રાયન વ્રત કરવુ : બ્રાહ્મણને ભોજન કરાવવું તથા વિષ્ણુ સહસ્ર નામનો કરાવવો અને ભક્તિ પ્રેમપુર્વક કરવી અને સુવર્ણ ઇત્યાદિ દાન દેવુ એ શ્વાસ રોગની શાંતિ કહેવાય છે.

## શ્વાસ રોગનાં લક્ષણ.

જ્યારે મનુષ્ય શ્વાસથી દુઃખી થાય છે ત્યારે તેની સંજ્ઞાને જ્ઞાન નાશ પામે છે, આંખો તકતકે છે, મોઢું ફાટી જાય છે, બોલાતું નથી, રાંક જેવો બની જાય છે અને તેનાં શ્વાસનો શબ્દ ઘણો દુર સુધી સભળાય છે. વૈદે સમજવું જોઈએ કે શ્વાસ રોગ અસાધ્ય છે. શરીરમાં પીડા હોય અને શ્વાસ કડો આવતો હોય, શ્વાસ બધ થઈ જાય અને આફરો થઈ જાય, શરીરનો રંગ બદલાઈ જાય તેને મુંઝારો કહે અગર અમુઝણ કહે છે માટે તેની દવા નહી કરવી તે અસાધ્યં છે.

## સ્ત્રી પ્રકરણ.

સ્રીને મુખ્ય પ્રદર રોગ થાય છે અને તે ચાર જાતનાં છે. એ રોગ અતિશય કાંદાં, લસણ, મરચાં, તેલ અથવા તો બગાડનાં પદાર્થો ખાવાથી, અજીર્ણથી, ગર્ભને પાડવાથી અતી મઈથુ નથી, બાહુ ઉપર અત્યંત બેસવાથી, ઘણો માર્ગ ચાલવાથી, કસરત કરવાથી, ઘણો ભાર ઉપાડવાથી, અભિઘાતથી દીવસે સુવાથી અને કોઈપણ પ્રકારનો માર વાગવાથી સ્રીને વાત, પિત્ત અને કફ ત્રિદોષનો કોપ થવાથી પ્રદર રોગ થઇ આવે છે- અર્થાત કે- યોની માર્ગમાંથી ધુંનૂધવહોવુ એવા રોગો થાય છો પ્રદર રોગની સંધ્યા પ્રદર રોગ, (૧) વાયુનો (૨) પિ-તનો, (૩) કફનો, (૪) ત્રિદોષને. એમ પ્રદર રોગ ચાર જાતનાં થાય છે.

## પ્રદર રોગનાં સાધારણ લક્ષણ.

સ્ત્રીઓની યોનિમાંથી અનેક જાતનું લોહી તથા અનેક રંગનું લોહી અટકાવ તથા ઋતુ વિના વહ્યા કરે છે તેથી કરીને તેનાં હાડકામાં, કેડમાં અને આખા શરીરમાં સણકા મારી દુખાવો કર્યા કરે છે તેને પ્રદર કહે છે.

## વાત પ્રદરનાં લક્ષણ.

લુખું, રાતું, ફીણવાળું પિડા સહીત અને માંસનાં ધોવાણ જેવું થોડુ થોડુ લોહી વહ્યા કરે છે.

## પિત્ત પ્રદરનાં લક્ષણ.

પિત્તનાં પ્રદરમાં પીળા, લીલા, કાળા તથા રાતા રંગ વાળું ઉનું અને પિત્ત સંબંધી બળતરાંવાળી વેદના સહીત લોહી વારંવાર વહ્યા કરે છે.

## કફ પ્રદરનાં લક્ષણ.

કાચા રસવાળું, શીમળાનાં ગુંદરનાં રંગ જેવું, ચીકાશું જરાક જાડું પાણીવાળું અને તુચ્છ ધાન્યનાં ધોવાણ જેવું લોહી બહુ વહ્યા કરે છે એ કફ પ્રદર કહેવાય છે.

## ત્રિદોષ પ્રદરનાં લક્ષણ.

ત્રિદોષનાં પ્રદરમાં મધનાં જેવું, ઘીના જેવું, હરતાળના જેવા વર્ણવાળું, મજ્જા જેવું અને મડદાનાં જેવું ગંધવાલું લોહી વહ્યા કરે છે. આ પ્રદર રોગ મટતો નથી.

## લોહી બહુ વહેતાં થતાં ઉપદ્રવો.

લોહી બહુ વહેતો દુર્બળતા, થાક, મુર્છા, મદ, તરસ બળતરાં, બકવા, શરીરમાં ફીકાસ, ઘેન અને વાયુનાં થતાં ઉપદવો ક્ષેત્ર પ્રકાદિક વાયુ રોગ થાય છે.

## અસાધ્ય પ્રદરનું લક્ષણ.

જે સ્રીને આઠે પહોર યોનિ માર્ગેથી લોહી વહ્યા ઝર્યા કરે છે, તરસ બળનરાં અને તાવથી યુકત હોય અને જે નબળી ક્ષીણ પડી ગએલાં લોહીવાળી હોય છે તો તેનો પ્રદર મટતો નથી માટે ઉપાયો કરવા વ્યર્થ છે.

## શુધ્ધ રજસ્વળાપણાંનું લક્ષણ.

જે સ્રીને યોનિ માર્ગેથી મહીને બે મહીને ચીકણાં તાંતણા વગરનુ બળતરાં વગરનું, પાંચ રાત સુધી

વહેનારૂં, બહુ વધારે પણ નહી તેમ બહુ ઓછું પણ નહી એવું લોહી વહે તેને રજોદર્શન અટકાવ અભડાવવું, છેટે બેસવું, એને સ્ત્રી ધર્મ રૂતુ પ્રાપ્તિ અને રજ સ્વળા વીગેરે કહે છે. લોહી વીશેષ વહે તો ત્રણ રાત, મધ્યમ વહે તો પાંચ રાત અને સ્વલ્પ વહે તો સોળ રાત સુધી વહે છે અને એજ કારણને લીધે ઋતુકાળ જમાનો લઇ કરીને સોળ દીવસ સુધી લીધો. કમળ ત્યાં સુધી ખુલું રહે છે અને સંતાન પ્રાપ્તિ થાય છે. એ મુદ્દતથી વધારે વાર લોહી વહે તો જાણવું કે પ્રદર રોગ છે, માટે પ્રદર વિનાશક ઉપાયો યોજવા.

## વાત પ્રદર રોગનાં ઉપાય. (૧)

સંચળ, સંખજીરૂં, જેઠીમધ, નીલા કમળના પુલ, યાતો કમળ કાકડી, એ પ્રત્યેક પદાર્થો બારબાર રતિ લઈ એકઠાં કરી તેઓને ચારચાર તોલા ભાર દહીમાં ઘુટી તેમાં આઠ માસા ભાર મધ નાંખી પાવાથી વાયુનો પ્રદર રોગ મટી જાય છે.

## રકત પ્રદર રોગનાં ઉપાય. (૨)

જેઠી મધ ૧ તોલો અને સાકર ૧ તોલો લઈ ચોખાનાં ધોવાણમાં વાટીને પાવાથી રક્ત પ્રદર મટે છે.

## પ્રદર રોગનો ઉપાય. (૩)

આશોપાલવની છાલ ચાર તોલા લઈ આઠ ઘણું પાણીમાં ઉકાળવું, અર્ધા ભાગનો કવાથ કરી તેમાં તેટલું દુધ નાંખી કવાથ બાળી સોળ તોલા દુધ રહે એટલે નીચે ઉતારી ઠંડુ કરી પછી તે દુધ પાવું. જો અગ્નિનું બળ ઓછું હોય તો ઓછું દુધ પાવું તેથી આકરો પ્રદર રોગ પણ મટી જાય છે.

## પ્રદર રોગનો ઉપાય.(૪)

તરતનાં ખોદી કહાડેલાં દાભડાના મુળીયાં ચોખાના ધોવાણ સાથે ત્રણ દીવસ પીવાથી પ્રદર મટી જાય છે.

## પ્રદર રોગ ઉપાય. (૫)

ઉમરાનાં ફળનો રસ કાઢી તેમાં મધ નાંખી તે રસ પાવો અને તે ઉપર દુધ ભાત ખવરાવવાં તેથી કરીને પ્રદર રોગ મટી જાય છે.

## પ્રદર રોગ ઉપાય. (૬)

દારૂ, હળદર, રસવંતી, કરીયાતુ, અરડુસો, મોથ, બીલ્લું મધ, રતાંજળી અને આંકડાનું ફુલ એ વસ્તુઓનો કવાથ કરી તેમાં મધ નાંખી વિધિ યુકત પીએ તેથી વેદનાવાળો તથા સર્વ જાતનાં પ્રદર રોગો મટી જાય છે. આ વ્યાધિ કવાથ કહેવાય છે. ભાવપ્રકાશ.

## પ્રદર રોગ વિનાશક ઉપાય.(૭)

ઊંદરડીની લીંડીઓનું ચુર્ણ કરી ગાયના દુધ સાથે બે દીવસ કે ત્રણ દીવસ પીવાથી લોહીવાની નીકો ચાલતી હોય તો પણ બંધ થાય છે અને સર્વ જાતનાં પ્રદર રોગ મટી જાય છે.

## પ્રદર રોગ ઉપાય. (૮)

ધાવડીનાં પુલ, બીજાબોર, ઊંદરડીની લીંડીઓ એ ત્રણે વસ્તુઓ સમાન ભાગે લઈ ચુર્ણ કરી એક ટાંક પ્રમાણે સેવન કરે તેથી પ્રદર રોગ મટે છે. વૈદ ,રહસ્ય આ બે પ્રયોગો અતિ ઉત્તમ છે.

## સોમ રોગનો હેતુસહ સંપ્રાપ્તિ.

અતિ મૈથુનથી, અતિ શોકથી, અતિ થાકથી, અતિસારથી અને ઝેરનાં રોગથી સ્ત્રીનાં આખા શરીરમાં રહેલો જળો ક્ષોભ પામે છે અને શ્રવે છે અને તે જળો સ્થાનથી ભ્રષ્ટ થઈ મુત્ર માર્ગમાં મળે છે તેથી કરીને સ્ત્રી વારંવાર મુતરે છે તેને સોમ રોગ કહે છે.

## સોમ રોગનું લક્ષણ.

જેઓનું સુંદર સ્વરૂપ છે એવી સ્ત્રીઓનાં યોનિ માર્ગ

માંથી વારંવાર પ્રસન્ન, નિર્મલ, ઠંડુ ગંધ રહિત ધોળું અને પીડા રહિત પાણી જેવું મુતર આવે છે પણ તે તેને અટકાવી શકતી નથી તેથી તે બિચારી બાળા બહુ બેચેન રહે છે, દુબળી થાય છે, માથુ સ્થિત રહે છે, મોં તથા તાળવું સુકાયા કરે છે, મુર્છા આવે છે, બગાસાં આવે છે, બકવા કરે છે, ચામડી બહુજ દુ:ખી થાય છે અને ખાનપાનમાં તૃપ્તિ થાય નહીં તો જાણવું કે તે સ્ત્રીને સોમ રોગ થયો છે.

## સોમ રોગનાં ઉપાય. (૧)

પાકેલાં કેલાં, આમ્રરાનો રસ, સાકર તથા મધ એઓને એકત્રિત કરી ઉપયોગમાં લેય તો સારી રીતે સોમરોગ મટી જાય છે.

## સોમ રોગનો ઉપાય. (૨)

અડદનો લોટ જેઠીમધ અને સાકર એઓને એકત્રિત કરી પ્રભાતે દુધ સાથે સેવન કરે તો સોમ રોગ મટી જાય છે.

## મુત્રાતિસારનાં ઉપાય.

લાંબા વખત સુધી સોમ રોગ ચાલુ રહે તો તેને મુત્રાતિસાર થાય છે. અર્થાત્ કે ઉપારા ઉપરી મુતર ઉતર્યા કરે છે. તે પર નાળની ઝડ, ખારેક, જેઠીમધ અને સોંય

કોલું એટલી વસ્તુઓનું ચુર્ણ કરી સાકર મેલવી ખાયતો મુત્રાતિસાર મટે છે, અથવા પુવાડીયાના મુલને ચોખાનાં ધોવાણુ સાથે પીએ તો મુત્રકચ્છ મટે છે. અથવા ધોળી મુસળી, તાડનું મુલ, ખારેક અને પાકાં કેલાં એટલી વસ્તુઓને દુધ સાથે સેવન કરે તો મુત્રાતિસાર મટે છે. કાલા તલના સેવનથી બહુ મુત્રતા મટે છે.

## યોનિ માર્ગેથી ધોળી ધાતુ વહેતી હોય તેનાં ઉપાય. (૧)

આમલાંના બીની ખાખ કરી તેમાં મધ તથા સાકર મેલવી ખાય તો ત્રણુ દીવસમાં ધોળી ધાતુ વહેતી બંધ થાય છે.

## ધાતુ વહેતી હોય તેનો ઉપાય. (૨)

નાગ કેસરને જાડી છાસમાં વાટી ત્રણુ દીવસ પીએ અને જાડી છાસ સાથે ભાત ખાય તો ધોળો પ્રદર મટી જાય છે. ભાવપ્રકાશ.

## કુષ્માંડ પાક.

પાક કે જીરકાવ લેહન સેવનથી પણુ પ્રદર રોગ મટી જાય છે.

## યોની રોગનાં નિદાન તથા સંખ્યા.

મિથ્યા આહાર વિહારથી દુષ્ટ થએલા વાતાદિ દોષોએ દુષિત કરેલાં રજથી તથા તેવા પુરૂષનાં વીર્યથી ગતિથી

યોનિમાં ભિન્ન ભિન્ન રોગો ઉત્પન્ન થાય છે તેથી નિરોગનાં વીસ ભેદ છે.

## વીસ જાતિઓનાં નામ તથા લક્ષણ.

(૧) ઉદ્દાવૃતા (૨) વંધ્યા (૩) વિપ્રતૃલા (૪) પૃલિપૃતા (૫) વાતલા યોનિ. આ પાંચ યોનિ રોગ વાયુથી થાય છે (૬) લોહિવા (૭) ક્ષરા પ્રસંશિની (૮) વામની (૯) પુત્રધ્નિ (૧૦) પિત્તલા. આ પાંચ યોનિ રોગ પિત્તથી થાય છે. (૧૧) અત્યાનંદા (૧૨) કર્ણીની (૧૩) આનંદ ચર્ણા. (૧૪) અતિચર્ણા (૧૫) શ્લેશ્મા આ પાંચ યોનિરોગ શ્લેશ્મ કફથી થાય છે. (૧૬) છંડી (૧૭) અંડિની (૧૮) વિર્વિંતા (૧૯) સુચિવક્તા અને (૨૦) ત્રિદોષિની આ પાંચ યોનિરોગ ત્રિદોષથી થાય છે. એ પ્રમાણે બધાં મળીને વીશ રોગ થાય છે.

## રોગનાં લક્ષણ. (ઉદ્દાવ્રતા).

જે યોનિ ઘણાં કષ્ટથી ફીણ સહિત રજોદર્શન રૂધીરને છોડે તે ઉદ્દાવૃતા યોનિ કહેવાય છે.

## વંધ્યા.

જે યોનિ નિરંતર રજોદર્શન રહિત હોય તે 'વંધ્યા' યોનિ કહેવાય છે.

## વિપ્રદ્લા.

જે યોનિ સર્વદા વેદના રહિત હોય તે 'વિપ્રતૃલા' યોનિ કહેવાય છે.

## પૃલિપૃતા.

જે યોનિ મથુન કરવાથી અત્યંત વેદનાવાળી થતી હોય તેને પૃલિપૃતા યોનિ કહેવામાં આવે છે.

## વાતલા.

જે યોનિ કઠણુ, અકકડ અને સુળથી અગર સોયા ભોંકાયા જેવી વેદનાથી પિડિત હોય તે 'વાતલા' યોનિ કહેવાય છે.

## લોહિતા.

જે યોનિમાંથી બળતરાંવાળું લોહી શ્રવતું હોય તે 'લોહિતાશ્રયા' યોનિ કહેવાય છે.

## પ્રસંશિની.

જે યોનિ મસળવાથી સ્થાન ભ્રષ્ટ થાય, ખસી જાય અને ખરાબ છોકરાંનો જન્મ આપે તે 'પ્રસંશિની' યોનિ કહેવાય છે.

## વામની.

જે યોનિ પવનની સાથે લોહી રહિત વીર્યને બહાર કાઢી નાંખે તે 'વામની' યોનિ કહેવાય છે,

## અત્યાનંદા.

જે યોનિ મૈથુનથી સંતોષ ન પામે તે 'અત્યાનંદા' કહેવાય છે.

## કર્ણિની.

જે યોનિ કફથી, લોહીથી તથા માંસથી જેવા આકારની ગાંઠ થઈ હોય તે 'કર્ણિની' કહેવાય છે.

## આનંદચર્ણા.

જે યોનિ મૈથુન સમયે પુરૂષનું વીર્ય પડવા પહેલાંજ લોહીને છોડી દે તે 'આનંદચર્ણા' કહેવાય છે.

## અતિચર્ણા.

જે યોનિ મથુન સમયે પુરૂષનું વીર્ય પડવાં પહેલાં વારંવાર લોહીને ઝેરવે છે તે 'અતિચર્ણા' કહેવાય છે આ યોનિમાં વીર્ય રહેતુંજ નથી તેથી કરીને ગર્ભ રહેતો નથી.

## શ્લેશ્મા.

જે યોનિ ચીકણી ચળવાળી અને બહુજ ઠંડી હોય તે 'શ્લેશ્મા' કહેવાય છે.

## છંડી.

જે યોનિ લોહી વગરની રહેતી હોય અને મૈથુનમાં ખર્સટ લાગતી હોય તે 'છંડી' કહેવાય છે. આવી યોનિ વાળી સ્ત્રીના સ્તન બહુ નાના હોય છે તેથી કરીને કેટલાક એને અકતનિ યોનિ કહે છે.

## અંડિની.

જેની યોનિનું છિદ્ર ઝીણું હોય એવી સ્ત્રીને દીર્ઘ ઇંદ્રિયવાળા પુરૂષનો સંયોગ થાય તો તેની યોનિ અં કોષની પેઠે લટકતી બહાર નીકળી આવે છે તેને 'અંડિની યોનિ કહે છે.

## સુચિવક્તા.

જે યોનિ બહુજ ઝીણાં છિદ્રવાળી હોય તે 'સુચિવક્તા કહેવાય છે.

## ત્રિદોષિણી.

જે યોનિ સર્વ દોષનાં કોપને લીધે સર્વ દોષનાં ચિન્હ યુક્ત હોય તે 'ત્રિદોષિણી' કહેવાય છે. આ વીશ યોનિ પૈકી ખંડા સંડીયાની પાંચ યોનિ રોગો અસાધ્ય છે.

## યોનિકંદ રોગનો હેતુ.

દિવસે સુવાથી, ઘણો ક્રોધ કરવાથી, અત્યંત મહેનતથ

મતિ મથુનથી અને નખ, દાંત વિગેરેનાં ઘા થવાથી પોત-પાતાના નિદાનોને અનુસરીને કોપેલા વાયુ આદિ દોષોને યોનિમાં યોનિકંદ નામનો રોગ ઉત્પન્ન કરે છે.

## યોનિકંદનું સ્વરૂપ તથા સંખ્યા.

પરૂ તથા લોહીયુકત ફણુસ કે ઉમરાનાં ફળ જેવી ગાંઠ યોનિમાં ઉત્પન્ન થાય છે તેને 'યોનિકંદ' કહે છે. યોનિકંદ ચાર જાતનાં છે. (૧) વાત (૨) પિત્ત (૩) કફ અને (૪) ત્રિદોષ.

## ચાર પ્રકારનાં જુદાં જુદાં ચિન્હો.

જો વાયુનો યોનિકંદ રોગ હોય તો લુખો, ખરાબ વર્ણવાળો અને ફાટેલા મુખવાળો હોય છે. જો પિત્તનો યોનિકંદ રોગ હોય તો બળતરાં, લાલાસ અને તાવથી યુકત હોય છે. જો ત્રિદોષનો યોનિકંદ રોગ હોય તો ઉપર કહેલા સર્વ ચિન્હયુકત હોય છે. જો કફનો યોનિકંદ રોગ હોય તો તલનાં ફુલ જેવો અને વાળો હોય છે. જે સ્ત્રીને ગર્ભ થાય નહિ તે વાંઝણી હોય છે અને વાંઝણી થઈ જાય છે.

## વાંઝણી માટે પુત્રવંતી થવાના ઉપાય.

જે સ્ત્રીને અટકાવ નહીં આવતો હોય અને જો આવે તો પછી માછલાનું ભોજન કરાવવું તથા કાંજીનું, અડદનું,

કાળા તલનું, અર્ધોઅર્ધ પાણીવાળી છાસનું, કોઈપણ દહીંનું ભોજન કરાવવું અથવા તો કડવી લીંબોડી નાંખી, નેપાળો, પીપળ, ગોળ, મીંઢળ, દારૂની નીચે રહેલો કરદો અને જવ ખાર એટલી વસ્તુઓને થોરનાં દુધમાં વાટી તેની દીવેટ બનાવવી ને યોનિમાં પહેરાવવી. જેથી અટકાવ આવે છે. અથવા તો માલકાંકણીનાં પાદડાં, સાજીખાર, વજ અને બીબલો (વિજયસાર) એટલી વસ્તુઓને ટાઢા દુધમાં વાટી પીવાથી રજસ્વળા ધર્મ પ્રાપ્ત થાય છે અથવા તો કાળા તલ, ત્રિકટુ, ભારંગી અને ગોળ એટલી વસ્તુનો કવાથ કરી પંદર દીવસ પીએ તો નિશ્ચય કરીને અટકાવ આવે છે, તથા લોહીનો ગોળો હોય તે દુર થાય છે.

## ગર્ભશ્રાવ થવાનો હોય તેનાં લક્ષણ.

પ્રથમ શુળ ચાલે, લોહી વહે, અને ચોથા માસ સુધી રૂધીરરૂપે ગર્ભ હોય છે તેથી તેને નુકશાન થાય તો 'ગર્ભ-શ્રાવ' કહેવાય છે અને ત્યાર પછી ગર્ભનાં અંગ કઠીન થયા બાદ પાંચમાં કે છઠ્ઠા માસમાં નુકશાન લાગે તો 'ગર્ભપાત' કહેવાય છે. જેમ વૃક્ષના કાચા ફળને ઘણો પવન લાગવાથી અગર તો કોઈપણ પ્રકારનાં જોખમથી ઓચીંતા ફળો પડી જાય છે તેમ કાચા ગર્ભને પણ સહેજ વાગવાથી કે દબા-વવાથી અથવા તો કોઈપણ અન્ય પ્રકારે ગર્ભ પડી જાય

છે. માટે કરીને ગર્ભવંતીએ સાવચેતી રાખી યોગ્ય આહાર વીહારમાં રહેવું.

## ગર્ભ પડતો હોય તો તેને સ્થંભ રાખવાનો ઉપાય.

લીલું કમળ, રાતુ કમળ, અને રાત્રે ખીલનારી કમળી અને ધોળું કમળ તથા જેઠીમધ એટલી આષધીનો કવાથ કરી પીવાનો રાખે તો કલેજાંની બળતરાં, મોંઢાની તરસ, છાતીની પીડા, રકતપીત્ત, મૂર્છા, ઉલટી, અરૂચી, ગર્ભનું ગળવું, પડવું એ સર્વ સારૂં થાય છે અને ગર્ભ સ્થંભી રાખે છે.

## ગર્ભપાતનાં ઉપદ્રવો.

ગર્ભ પડતો હોય ત્યારે બળતરાં થાય છે. પડખામાં, પેઢુમાં, વૃથા પેટમાં આફરો અને મુત્રનું રોકાણુ થાય છે તે સમયે ગર્ભ એક ઠેકાણેથી બીજે ઠેકાણે જાય ત્યારે પણુ જીવને આમાશય તથા પકવાશય વીગેરેમાં જરા જરા દુઃખે એને ગર્ભપાતનાં ઉપદ્રવો કહે છે.

## પડતો ગર્ભ સ્થંભી રાખવાનો ઉપાય. (૧)

દાભડો, કાંસ, એરંડો અને ગોખરૂં એઓનાં મુળીયાં લઈ તેની ખાખ કરવી તે ખાખને પકાવેલાં દુધમાં સાકર નાંખીને પીએ તેથી ગર્ભવંતીનું શુળ મટે છે.

## ગર્ભ સ્થંભી રાખવાનો ઉપાય. (૨)

ગોખરૂ, જેઠીમધ, ભોંય રીંગણી, આમળાં, સરપંખો એટલી વસ્તુના ખાખથી દુધનેપકાવે અને તેમાં સાકર તથા મધ મેલવી પાય તો ગર્ભિણીનું ગર્ભનું દુઃખ ટળી જાય છે.

## ગર્ભ સ્થંભી રાખવાનો ઉપાય. (૩)

ભમરીનાં ઘરની માટી, મજીઠ, લજ્જામણી, મોગરો, ધાવડીનાં ફુલ, સોના ગેરૂ, રા'લ એ સર્વ ઔષધીમાંથી જેટલી ઔષધી મળી આવે તેટલીનું ઝીણું ચુર્ણ કરી તેને વસ્ત્રગાળ કરી તે ચુર્ણ મધમાં મેળવી ચાટે તો ગર્ભપાતની શાંતી થાયછે.

## ગર્ભ સ્થંભી રાખવાનો ઉપાય. (૪)

કસેલા, કમળ અને શીંગોડાં એટલી વસ્તુની ખાખ કરી દુધ સાથે પાય તો ગર્ભિણી બાઇને ઘણુંજ સુખ થાય છે અને ગર્ભપાત થતો અટકે છે. ફરીને કોઈપણ જાતનો ભય રહેતો નથી અને એ રોગવાળાને ઘણીજ શાંતી થાય છે. ગર્ભિણી સ્ત્રીને આફરો થતો હોય તેમજ પેટ અગર પેઢુ ચઢયું હોય તેનો ઉપાય. વજ, લશણની કલી તેની ખાખ કરી દુધમાં ચડવવી બાદ તેમાં હીંગ અને સંચળ નાંખી પીવી તેમજ ભાતનું મુળ, શેરડીનું મુળ, ઢાભડાનું મુળ, કાસડાનું મુળ અને પાન વાજરીયાનું મુળ એટલી વસ્તુઓની

ખાખથી પકાવેલું દુધ પીએ તો તે ગર્ભવંતીના શરીરની તૃષ્ણા મટે, બલતરા અને રકતપીત વીગેરે મુત્રનાં રોકાણને મટાડનારી એ ઘણીજ ઉત્તમ દવા છે. એ દવાથી ગર્ભવંતી બાઇને ઘણુંજ સુખ થાય છે.

## તાંતરિક ઔષધી.

કુંભારના હાથે ચાકળા ઉપર વાસણ બનાવતી વખતે જે માટી વળગે છે તે માટી લઇને પાણીમાં ધોઇને પીવાથી ગર્ભવંતીનો ગર્ભપાત અવશ્ય રોકાય જાય છે અને ગર્ભ નિરવિઘ્નપણે રહે છે.

## ઔષધી (૨) ગર્ભ પડતો અટકાવવાની ભારદોરી.

સાત વેણો દોરાના લેવા અને સોનું સર્વતો ભદ્ર યંત્ર લખી સ્ત્રીના શરીર પ્રમાણે નાડાછડી માપી છ ગાંઠ વાળી સાતમી ગાંઠમાં કાગળ બાંધી તેમાં તે યંત્રને સાતમી ગાંઠમાં બાંધી કેડે બાંધે તો ગર્ભપાત રોકાઇ જાય છે. એનુ નામ ભારદોરી કહેવાય છે.

## વાજીકરણ પ્રયોગ ઔષધી.

રતાંજળી, ગોખરૂ, તાલમખાણા, ધોળી મુસળી અને કૌંચબીજ એ દવાઓ એક એક તોલો લઈ તેને ઝીણી વાટી તેની ચટણી બનાવવી અને પછી તોલાભાર સતાવરી નાંખવી

તે ચટણી છ તોલા ઘીમાં તોલાભાર દુધ નાંખી તેમાં પકાવવી. સ્હેજ ઠંડી થયા બાદ તેનું પુરૂષે સેવન કરવું. એ મુજબ એક માસ અગર એકવીશ દીવસ સુધી સેવન કરે તો તે માણસ રતિ રમણમાં અત્યંત બળવાળો થાય તેમજ વીર્યની વૃદ્ધિ થાય અને પુત્ર ઉત્પન્ન કરે એવો શક્તિવાન થાય છે.

## એ ઔષધીના ગુણ.

જે સ્ત્રીનો ગર્ભ પડી જતો હોય તથા જેને મરેલાં બાળક ઉત્પન્ન થતાં હોય અગર તો જનમીને મરી જતાં હોય એવી ટુંકી આયુર્દાવાળા બાળક થતા હોય અને જેને દીકરીઓ થતી હોય અને દીકરા ન થતા હોય તેવી સ્ત્રીએ ઉપર બતાવેલી દવાઓનું સેવન કરવું. જેથી સ્ત્રીની સઘળી અડચણો તથા દુઃખો મટી જાય છે તેમજ યોનિશ્રાવ, લોહીનો દોષ તેમજ યોનિનાં બીજા પણ રોગો તથા ભુત પ્રેતાદિક વળગણ દુર કરનાર આ ઓષધી છે. એ ઘ્રત અગ્નિકુમારે કહ્યું છે. જે ગાયનો વાછરડો જીવતો હોય અને જે ગાય એક વર્ણની હોય તેવી ગાયનું ઘી અતિ ઉત્તમ છે એને અડાયાના છાણમાં પકાવવું.

## યોનિકંદ રોગનાં ઉપાય.

સોના ગેરૂ, વાયવડીંગ, આંબાની ગોટલી, હળદર, રસાં-

અને કાયફળ એ સર્વે આષધીઓને વાટી ચુર્ણ કરી
ાળ કરી મધમાં કાલવવી. તે કાલવેલું ચુર્ણ યોનિમાં
તો સારૂ થાય. તથા ત્રિફળાનાં કવાથમાં મધ નાંખી
ી યોનિને સિંચન કરે તો યોનિકંદ રોગ સારો થાય છે.

## ગર્ભવંતીના રોગનો ઉપાય. (૧)

ગર્ભ ચલિત થતો હોય તેનું કારણ એ કે પ્રદર થયું
અથવા તો પેટમાં પીડા થતી હોય તેની ઐાષધીઃ—
અતિ વિષની કળી, નેત્રવાળો, નાગરમોથ, ભોંયરસ અને
વ એટલી વસ્તુઓનો કવાથ કરી ગર્ભવંતી બાઈને પાવું.

## ગર્ભવંતીના રોગનો ઉપાય. (૨)

ક્ષીબોરાદી કવાથ કહેવામાં આવે છે તે તથા ગર્ભવંતીને
આવતો હોય તો જેઠીમધ, રતાંજળી, વાળો, ઉપલસરી
કમળપત્ર એટલી વસ્તુઓનો કવાથ કરી તેમાં સાકર
મધ નાંખી ગર્ભવંતીને પાવું જેથી સારૂ થાય છે,
ા તો બકરીનાં દુધ સાથે સુંઠ ઉકાળી સુંઠ પાવી જેથી
ાજ્વર સારો થાય છે. જો ગર્ભવંતીને સંગ્રહણી રોગ
હોય તો આંબાની તથા જાંબુડાની છાલનો કવાથ કરી
સાથે ચોખાની ધાણીનો લોટ ચાટવામાં આવે તો
જ ગર્ભવંતીને એ રોગ મટે છે.

## ગર્ભવંતીને અતિસાર રોગ ની દવા.

વાળો, અરલુ, રતાંજળી, કાંસકી, ધાણા, ગળવેલ, મોથ, કળો બાળો, જવાસો, ખડસલીયો, પિત્ત પાપડો, અને અતિ વિષની કળી એટલી વસ્તુનો કવાથ કરીને પીવાથી ગર્ભવંતીનો અતિસાર રોગ, લોહીવા તથા ગર્ભનું પડવું એ સર્વ વ્યાધિનો નાશ થઈ જાય છે અને સ્ત્રી સુખી થાય છે.

## ગર્ભપાતને ગર્ભસુખ થવાનાં કારણ.

ગર્ભથી થતા પુરૂષનો સંગ કરે અથવા તો પંથ ઘણો કરે, ઘણો પરિશ્રમ કરે, ઘોડા, ઊંટની ગાડી ઉપર સવારી કરે તેમજ વધારે દબાવવાથી, તાવ વીગેરે રોગોથી, ઉપવાસથી, દોડવાથી, પગમાં ઠેસ વાગવાથી, અજીર્ણ થવાથી, ખાડા ટેકરાવાળી જમીનમાં ગાડીમાં સવારી કરી દોડાવવાથી ઝપાટાબંધ ચાલવાથી, રેચક પદાર્થો ખાવાથી, ગરમ પદાર્થ ખાવાથી, ઉલટી અને કલેષ પામવાથી ગર્ભપાત થાય છે. તેમજ ગર્ભને પાડનારા પદાર્થોનો ઉપયોગ કરવાથી તેમજ ખારા, ઊંના, કડવા, તીખા, લુખા પદાર્થો ખાવાથી અને વેગનું અવિઘાત કરવાથી, વિષમ આશનથી, ગેરવ્યાજબી સુવાથી, ભયથી તથા સુવાવડીનો ખોળો ઓળંગવાથી ગર્ભસ્રાવ અને ગર્ભપાત થઈ જાય છે.

## હડખાએલા કુતરાનું ઝેર ઉતારવાની દવા.

કડવી તુમડી, શુધ્ધ કરેલો હીંગળોક, શુદ્ધ નેપાળો, મરી, ફુલાવેલો ટંકણ, એ સર્વ દવાઓ સરખે ભાગે લઈ બરાબર રીતે વાટી તાંદળીયાની ભાજીનાં રસમાં ઘુંટી ગોળી વાળવી, તે ગોળી ઉના પાણી સાથે સાત દિવસ ખાય અને જ્યાં કુતરૂં કરડયું હોય ત્યાં એક ગોળી મનુષ્યનાં મુતરની સાથે ઘસીને ડંખ ઊપર ચોપડે તો હડખાએલા કુતરાંનું ઝેર ઉતરી જાય છે. અને હડખવું મટી જાય છે.

## સોમલનું ઝેર ઉતારવાનો ઉપાય.

સોમલનું ઝેર ચઢયું હોય તો તાંદળીયાની ભાજીનો રસ પાવો.

## અફીણનું ઝેર ઉતારવાનો ઉપાય.

અફીણનું ઝેર ચઢયું હોય તો કપાસનું મુળ ઘસીને પાવું. તથા શીતાફળનાં પાંતરા ઘુંટીને પાવાં તથા અફીણથી બમણી યા ચોથી હીંગ પાવી તથા મોટી ભોંયરીંગણીનાં મુળનો રસ ૪ તોલા દુધની સાથે પાવો. અથવા તો છાસ અને મીઠું પાવું. તેથી અફીણનું ઝેર ઉતરી જાય છે, પરંતુ પ્રથમ ઉલટી કરાવવી એ 'કેશવકલ્યાણ' માં બતાવેલું છે.

## વીંછુનાં ડંખ ઉપર લેપ.

નેપાળાને પાણી સાથે ઘસીને ડંખ ઉપર લેપ કરે તો તેજ વખતે વીંછુનું ઝેર તરત ઉતરી જાય છે અને વેદના મટે છે. અથવા પીપર અને સરસીયાના બી બકરીનાં દુધમાં ઘસી ડંખ ઉપર ચોપડે તો વીંછુનું ઝેર ઉતરી જાય છે અથવા નવસાગર ને હરતાલ પાણીમાં ઘસી ડંખ ઉપર ચોપડે તો વીંછુનુ ઝેર ઉતરે છે.

## વીંછુનો મંત્ર.

**आदित्यस्य वेगेन विष्णु बलेन च सुवर्ण पक्षपातेन भुम्यागच्छमदविष ।**

**पक्षयोगी पादाज्ञाश्री शिवोत्तम प्रभुपादाज्ञाभुम्यां गच्छमदविष ॥**

આ મંત્ર વડે ૨૧ વાર વીંછુના ડંખ ઉપર હાથ ફેરવે તો તરત વીંછુનું ઝેર ઉતરી જાય છે 'વૈદ્ય રહસ્ય'

કણેરનું ઝેર ચઢયું હોય તો હળદને દુધ અને સાકરમાં વાટી પાવી.

ધંતુરના ઝેરપર તાંદળીયાનાં મુળીયાં અથવા ગળો કે કપાસનાં પાંચે અંગને ઘુંટી પાવા.

આંકડાનું ઝેર ચઢયું હોય તો તલ અને ધરોને બકરીનાં દુધમાં વાટી લેપ કરવો.

## ધંતુરાનું ઝેરનો ઉપાય.

ધંતુરાનું ઝેર ચઢયું હોય તો કપાસનાં મુળને પાણી
થે ઊકાળીને પાવું તથા વેંગણાંનાં બીનો કવાથ કરી તે
વો. એ 'વૈદ્ય વલ્લભ'માં બતાવેલું છે.

## સર્વ પ્રકારનાં વિષનો ઉપચાર.

કાળા મરી, લીંમડાનાં પાતરાં, સિંધાલુંણ, ઘી અને મધ
ને એકઠાં ઘુંટી પીવાથી અસ્થાવૃત જંગમ ઝેરનો નાશ થાયછે.

## કવચનાં ઝેરનો ઉપાય.

કવચનું ઝેર ચઢયું હોય તો ઘી ચોળવું.

## ભિલામાનાં વિષનો ઉપાય.

ભિલામાનું વિષ ચઢયું હોય તો સોવાર ધોએલું ઘી
પડવું તેથી સારૂ થશે. માખીનું ઝેર ચઢયું હોય તો કેસર
થવા તગર અને સુંઠ પાણીમાં ઘુંટીને લેપ કરવો.

મધમાખીનું ઝેર ચઢયું હોય તો સુંઠ અગર પાળેલા
તરાની લીંડી, બીજોરાનો રસ, હડતાળ, અને સિંધવ વાટીને
પ કરવો તેથી સારૂ થશે.

## દેડકાંના ઝેરનો ઉપાય.

દેડકાનું ઝેર ચઢયું હોય, સડસાડીઓ કાનખજુરો કરડયો હોય તો દીવાનું તેલ ચોપડવું. હલદર અને દારૂ હલદર, ગેરૂ અને અનશીલ એ વસ્તુઓનો લેપ કરવો એથી કાનખજુરાનું ઝેર ઉતરે છે.

## સર્પનાં ઝેરનો ઉપાય.

શુધ્ધ નેપાળાનાં સાત બીને લીંબુમાં ભરીને સાત દીવસ રાખી મુકવા. ફરી બીજા સાત દીવસ તે બીને બીજા લીંબુમાં ઘાલી રાખવા એવી રીતે સાત સાત દીવસ સાત સાત લીંબુમાં રાખી મુકવા બાદ તે નેપાળાનાં બીને માણસની લાળમાં ઘસી સાપ કરડયો હોય તે જગ્યા ઉપર ડંખ ઉપર ચોપડે તો સાપનું ઝેર તરતજ ઉતરે છે, એમાં સંશય નથી પણ હરેક વખતે લીંબુ બદલતી વખતે તડકે સુકાવી બીજા લીંબુમાં ઘાલવા એમ 'વૈદ્ય રહસ્ય'નો કર્તા કહે છે. આ પ્રયોગ મેં યોગી મહાત્મા પાસેથી સંપાદન કરી સારી પેઠે અનુંભવેલો છે.

હડખાયા કુતરાંને હડખાએલું જનાવર કરડયું હોય તો તે ડંખનાં સ્થાનનું લોહી કાઢી નાંખવું અને લોઢાની સળી ઊની કરી તે જગ્યાએ ડાંભી દેવી. અથવા તો ધંતુરાને ઉમરાનાં ફળોને ચોખાનાં ધોવાંણમાં ઘુંટી તેમાં ધંતુરાનો પાંદ-

ડાનો રસ ને દુધ તથા ઘી અને ગોલ મેલવી રસ ચાર તોલા ભાર પીએ તો હડખાએલા કુતરાંનું ઝેર ઉતરે છે. ધંતુરાનાં બી સાથે ફળો ચોખાનાં ધોવાણમાં ઘુંટી લેપ કરે તો હડખાએલા કુતરાનું ઝેર મટે છે અથવા ગળજીવીનો રસ ચોપડે તો હડખાએલા કુતરાનું ઝેર મટે છે, અથવા તો મીંઢળને ઘસીને ડંખ ઉપર ચોપડવાથી હડખાએલા કુતરાનું ઝેર મટી જાય છે. 'વૈદ્ય રહસ્ય'

## હડખાએલા કુતરાનું ઝેર ઉતારવાનો મંત્ર.

**ॐ अङ्को षिपते यक्षसारमेय गणाधिपे अर्कज्जुष्टमे हम्मे निर्विषंकुरु मा विरातश्वादाः**

આ બતાવેલા મત્રને નદીના કીનારે અથવા ચાર રસ્તા વચ્ચે સ્નાન કરી, અબોટ કરાવી, પોતે પવિત્ર થઈ, ખોળામાં કાચુ મટોડું લઈ દહીં તથા પુલમાળા રાખી બળીદાન દઇ એકસો આઠ આહુતિ આપે પછી ડાભડાથી એ મત્ર વડે ઉજાની નાંખે તો હડખાએલા કુતરાનું ઝેર ઉતરી જાય છે. સુશુરત અથવા તો ગોળ, સેકેલા તલ, આંકડાનું દુધ એઓને ગોળ સાથે લેપ કરવાથી અગર તો પાણી સાથે ઘુંટીને પીવાથી હડખાએલા કુતરાનું ઝેર ઉતરી જાય છે. અથવા તો તાંદળીઆનું મુળ, તુલશીનું મુળ અને વજ એને ચોખાના ધોવાણ સાથે વાટીને સાત દીવસ પીવાથી હડખાએલા કુતરાનું ઝેર

ઉતરી જાય છે. અથવા તો તાંદળીયાના મુળનો રસ અને દારૂડીના મુળનો રસ ઘીમા મેળવી ૨ત દીવસ પીવાથી હડખોએલા કુતરાનું ઝેર ઉતરી જાય છે.

## મુરબ્બા ખંડ પ્રથમ.

સો હરડસ લેવી અને તે પાણીમાં નાંખી તેની સાથે થોડી કાળી મટોડી પણ નાંખવી અને ત્રણ દીવસ સુધી રહેવા દેવી બાદ દેવતાપર મુકી થોડીવાર સુધી પકાવવી અને નીચે ઉતારી સારી પેઠે સ્વચ્છ પાણીમાં ધોઈ નાંખવી ધીમે ધીમે લુંગડાવતી લુછી નાંખવી અને તે હરડસ અને મધમાં બાર દીવસ સુધી રાખી મુકવી અને તેટલુંજ મધ લઇને તેની બીજી ચાસણી કરવી; તે હરડસ તેમાં નાંખી દેવી અને નીચે બતાવ્યા મુજબ તેની અંદર દવા નાંખવી.

તજ, લવેંગ, સુંઠ, એલચી જાયફળ, રૂમી મસ્તકી એ સર્વ દવા એક એક તોલો અગર દસ દસ માસા પ્રમાણમાં કસ્તુરી બે માસા, કેસર, ચાર માસા, એ સર્વે દવા મેળવીને ૪૦ દીવસ સુધી દેવી અથવા ૪૦ દીવસ બાદ રોગીને એક એક તોલો ખાવા આપવી. ખોરાક એક તોલો.

એ દવા સર્વ શરીરનાં રોગોનો નાશ કરી તત્કાળ મટાડે છે. અને શરીરમાં શક્તિ ઘણી લાવે છે

તેમજ સંગ્રહીની, વાત, માથાના દરદ, બાદી, વીગેરે રોગોને હરે છે. આંખનું તેજ વધારે છે અને કબજીઆતને મટાડે છે.

## આમળાનો મુરબ્બો.

આમળા એક શેર લેવા તેને પાણીમાં એક દીવસ ને રાત પલાળી મુકવા, બાદ ફટકડીના પાણીમાં પલાળવાં ને એક દીવસ ચુનાના પાણીમાં પલાળવા બાદ ધોઈ સાફ કરીને અઢી શેર મધ અને એક સેર સાકર એ બેઉની ચાસણી કરવી તે ચાસણીમાં પેલા આમળાં નાંખી દેવા. તેમાં એક તોલો કેવડાનો અર્ક, એક તોલો ગુલાબનો અર્ક એક તોલો કસ્તુરી અને એક તોલો અગર એ સર્વ ઔષધીઓ ખાંડી વસ્ત્રગાળ કરી તથા ચાસણીમાં મેળવી દેવું. તે મુરબ્બો કાચનાં વાસણમાં પંદર દીવસ સુધી રાખી મુકવો અને સોળમે દીવસે આપવો. ખોરાક એક તોલો. ગુણ ઉપર બતાવેલા મુરબ્બા કરતા વિશેષ છે.

## વજનો મુરબ્બો.

વજ બશેર લઈ એક રાત અને દીવસ સુધી પાણીમાં પલાળી મુકવી. બીજે દીવસે દોઢશેર મધની ચાસણી કરવી પછી તેમાં વજ નાંખીને આઠ દીવસે એ ઔષધી ખાવી, ખોરાક નવ માસા. તે ઔષધી લકવાને ઘણીજ ગુણકારી છે

તેમજ પેટની તથા છાતીની તાકાદમાં અત્યંત વૃધ્ધિ કરે છે સુસ્તીને અગર આળસને મટાડી દે છે. જો કદાપી એક માસ ખાય તો શરીરનાં સર્વ રોગો મટીને નિરોગી બને છે પરંતુ એ દવા ઉપર ખાટું, ખારૂં, ને સ્ત્રી સેવન ન કરવું.

## બીલ્લાનો મુરબ્બો.

સારા બીલ્લા લઈ તેનો ચાર શેર મગજ લેવો, તેમાં અર્ધોશેર ઘી નાંખી પાણીમાં પકાવવું. બાદ સાકર એકશેર અને મધ બશેર લઈ ચાસણી કરી તેમાં છબીલો ત્રણ માસા બાલછડ પાંચ માસા, શુંદરડાની ચોપ એક તોલો ને ઝેર-ચોશ ખટાઈ ચાર માસા, કપુર બે માસા, એલચી ત્રણ માસા એ સર્વ દવા ખાંડી વસ્ત્રગાળ કરી ચાસણીમાં નાંખી મેળ-વવી. ૪૦ દીવસ સુધી રાખી સુકવવી બાદ ખાવા આપવી. ખોરાક એક તોલો. એ મુરબ્બો સંગ્રહણી રોગનો તત્કાળ નાશ કરે છે. તેમજ પેટનો મરડો, આંબ, હરસ, લોહીને કલેજાંની ગરમી તત્કાળ મટાડી દે છે, તેમજ મોંઢાની તરસ પણ મટાડે છે, સંગ્રહણી તથા અતિસારને માટે ઉત્તમ છે. મુરબ્બા પ્રકાર સમાપ્તિ.

## ચુર્ણ પ્રકાર, સંધિવાનું ચુર્ણ.

સુરંજણ બે તોલા, સોનામખી બે તોલા, હીમજીહરડે

એક તોલો, નીસોતર સફેદ દસ માસા, બદામ દસ માસા, મેંઢીનાં પાંતરા સાત માસા, કેસર ચાર માસા, એ સર્વ દવામાં સરખે ભાગે સાકર નાંખી ખલ કરી ઝીણું વાટીને વસ્ત્રાગાળ કરી શીશીમાં ભરી મુકવી તેમાંથી બે તોલા નિત્ય સવારમાં ફાકે તો શરીરનાં સાંધા, જો વીગેરે વાયુને કરી રોગને સારૂં કરે છે.

## ત્રિફળાદિક ક્રિયા.

ત્રિફળા એકશેર, જેઠીમધ એકશેર, તજ એકશેર, મહુડાં એકશેર, એ સર્વ દવા સમાન ભાગે લઈ ખલ કરવી બાદ વસ્ત્રાગાળ કરી એની બરાબર મધ લેવું, તે મધ બરાબર ઘી લેવું અને એ સર્વ દવાઓ સાથે આંથીને મુકી છાંડવી તે ત્રણ દીવસ સુધી રહેવા દેવી ચોથે દીવસે શાંજરે સુતી વખતે એક તોલો, બે તોલા ખાય તો શરીર પુષ્ટ થાય છે તેમજ આંખનો રોગ, કાનના, નાકનાં, મોંઢાના ને છાતીનાં તથા ઉદરનાં રોગો તત્કાળ દુર થાય છે ને બુદ્ધિ ઘણી વધે છે, ગમે તેટલી મહેનત કરે તો પણ તેનું બળ પરાક્રમ ઓછું થતું નથી ને ઘણાં દીવસ સુધી સેવન કરે તો આંખનું તેજ અત્યંત વધે છે.

## સુક્ષ્મ મૃગાંક રાજક્રિયા ઔષધી.

મરી ૭ માસાં, ઘી ગાયનું ૭ માસા, તુલસીનાં પાત-

રાંનો રસ છ માસા, એ ત્રણે વસ્તુઓ સરખે ભાગે મેળવી જે મનુષ્ય ખાય છે તેનાં શરીરમાં રોગ રહેતો નથી; આ સરળ દવા જેવી બીજી કોઈપણ સરળ દવા નથી. એ દવા ગરિબ તવંગર તેમજ સર્વને ગુણદાયક છે.

## આંખનું ચુર્ણ.

આંખ આવી હોય તો અગર આંખમાં લાલાસ છવાઈ ગઈ હોય તો હરડાં, બેડાં ને આમળાં, સરખે ભાગે લઈ પાણીમાં પલાળવાં. બે કલાક પછી આંખમાં તે પાણી નાંખે તો આંખનાં રોગ સારા થાય ને દુઃખાવો પણ સારો થાય છે.

## મોંઢુ આવ્યું હોય તેનું ચુર્ણ.

જીભ ઉપર ઝીણી ફોલ્લી થઈ આવે, જીભ લાલચોળ થઇ જાય છે એ રોગ કલેજાંની ગરમીથી થાય છે તેનું ચુર્ણ ચીનીકબાલા ને વંશલોચન, રૂમીમસ્તકી, એલચી, ગળ વેલનું સત્વ, પીપર, સાકર છ છ માસા પ્રમાણે લેવાં. તે ખાંડી વસ્ત્રગાળ કરી પ્રમાણમાં એક તોલો માખણ સાથે છ માસા દવા નાંખી ખાય તો જીભના સર્વ રોગો સારા થાય છે.

## દંત મંજન ચુર્ણ. (૧)

ફટકડી, હરડપ, ખાટું દાડમ, સિંધવ, મીંઠુ, એ સર્વે

મેળવી ઝીણું વાટી કપડછાણ કરી ટાઈમ મુજબ દરરોજ દાંતમાં ઘસે તો દાંતનાં રોગો ઘણી સારી રીતે સારા બને છે. ને દાંત વજ્ર સમાન બને છે.

## દંત મંજન ચુર્ણ. (૨)

બાલછડ એક માસા, મોરથુથાની ભસ્મ એક માસા, સિંધવ મીઠું છ માસા, તુલસીનાં પાતરાં એક માસા, અક્કલઘરો છ માસા, રૂમીમસ્તકી એક તોલો, કસ્તુરી એક માસા નાગરમોથ એક માસા, બળેલો તંબાકુ એક તોલો, બાળેલી સોપારી છ માસા, બાળેલી બદામ ૧ તોલો અને કાળા મરી છ માસા એ સર્વ દવાઓ બતાવ્યા મુજબ ઝીણી ખલમાં ઘુંટી વસ્ત્રગાળ કરી દરરોજ દાંતમાં મંજન કરે તો પીડા વીગેરે દાંતનાં રોગ સર્વ સારા થાય છે.

## શિતોપલાદી ચુર્ણ.

સાકર સોળ તોલા, વંશલોચન આઠ તોલા, પીપર ચાર તોલા, એલચી બે તોલા, અને તજ ૧ તોલો, એ સર્વ ઔષધી લઈ ઝીણી ઘુંટી વસ્ત્રગાળ કરી એ ચુર્ણ ઘીને મધ સાથે ખાય તો કાસ, શ્વાસ, ક્ષય, હસ્તાપદાદિકની દાહ, મંદાગ્નિ, જીભનું ઝકડાવવું, પાંસળીનું સુળ, અરૂચી તથા જવર ઉધ્ધંગત રક્તવિકાર ને પિત્ત એ રોગોનો જલદી નાસ કરે છે ને રોગીનાં શરીરનું રક્ષણ કરે છે.

## શ્વાસરોગપર સુંઠયાદિ ચુર્ણ.

કચુરો, કમલકંદ, ગલચેલ, તજ, નાગરમોથ, પુષ્કલમુલ તુલસી, ભોંય આમળો, એલચી, પીપર, કાળો અગર, સુંઠ, ભીમસેની, કપુર, એ સર્વ દવાઓ સમાન ભાગે લઈ વાટી વસ્રગાળ કરી બમણી ખાંડ મેળવીને ખાય તો એડકી શ્વાસ રોગ સારો થાય છે.

## શ્વાસરોગપર ભારંગી ગોળ.

ભારંગી સો તોલા, દસમુળ સો તોલા, હડવડી સો તોલા. એ દવા બારસો તોલા પાણી લઈ ચુલાપર ચઢાવી તેમાં ત્રણુસો તોલા શેષ રહે ત્યારે ઉતારી લઈ વસ્રાગાળ કરવું તેમાં બારસો તોલા ગોળ મેળવી ફરી ચુલાપર ચઢાવવું જ્યારે જાડું અવલેહ થઈ જાય ત્યારે હેઠે ઉતારી બતાવેલી દવાઓ તેમાં નાંખવી. સુંઠ ચાર તોલા, મધ ૨૪ તોલા. મરી ૪ તોલા, તમાલપત્ર ૪ તોલા, જવખાર ૨ તોલા, એનું ચુર્ણ કરી તેલા અવલેહમાં મેળવી દેવું. તે ત્રીજે દીવસે બે તોલા પ્રમાણમાં ખાવું. તે ખાવાથી પાંચ પ્રકારની ઉધરસ, પાંચ પ્રકારનો શ્વાસ, અરૂચિ, હરસ, ગુલ્મ, અતિસાર, ક્ષય એટલા રોગોને ભારંગી ગોળ સારૂં કરે છે. તથા સ્વરભંગ વર્ણને જઠરાગ્નિને પ્રદિપ્ત કરે છે એવો ભારંગી ગોળ છે, તે સર્વત્ર પ્રખ્યાતછે,

## અંજન વિધિ.

હવે જે સમગે જે વિધિએ અંજન લગાડવાનું કહ્યું છે તે મુજબ અંજન લગાડવું. હેમંત ને શિશીર ઋતુમાં મધ્યાન માં લગાડવું. ગ્રીષ્મને શરદ ઋતુમાં પુર્વાન અપરાન કાળમાં લગાડવું. ને વૃષા સમયે અત્યંત ગરમી હોય તેજ સમયે લગાડવુ ને વસંતકાળમાં સર્વ દીવસ કાળ હિતકારી છે ને થાક લાગ્યો હોય તે સમયે અને બાનથી થઈ હોય તો, ને ભયમાં, મદ્યપાન સમયે, નવીન જ્વરમાં તથા જીર્ણ રોગમાં અંજન લગાડવું નહીં એ અકિત છે. હવે વૈદજન તિક્ષણ અંજનમાં દોઢ વટાણા બરાબર ગોળી બનાવે, મધ્યમ અજન માં દોઢ વટાણા બરાબર ને કનિષ્ટમાં બે વટાણા બરાબરની અગર વતી કરવી.

## અંજન. (૧)

પારો ને ગંધક સરખે ભાગે લઈ ચાંગેરીનાં રસમાં સારી પેઠે ખલ કરે ને પછી નેત્રમાં અજન કરે તો એ અંજન નેત્રની દૃષ્ટિને આપવાવાળું છે અને આંખનાં તેજને વધારે છે.

## નયનામૃત અંજન. (૨)

પારોને સીસુ એ બેઉ સરખે ભાગે લઈને એનાથી બમણો સુરમો લઈ મેલવવો અને એક ભાગ કપુર નાંખી ખલમાં ચાર પહોર સુધી મર્દન કરી બાદ એ અજન શીશીમાં ભરી

લેવું એ નયનામૃત અંજન આંખમાં આંજવાથી આંખના સર્વ રોગ જાય છે.

## નેત્રામય નાશક અંજન. (૩)

કાળા સર્પની ચરબી, સંખ, નીરમળી વૃક્ષનું ફળ, કાયફળ ને સુરમો એ સર્વને કાળા મરીનાં પાણીમાં ખલ કરી અત્યંત મરી ન થઇ જાય ત્યારે શીશીમાં ભરી લેવું એ દવા આંધળાને આંજવાથી દેખતો થાય છે. તો પછી બીજાને તો શું કહેવું એ સર્વ આંખનાં રોગોને સારા કરે છે એવી ઉત્તમ દવા છે.

## અંજન. (૪)

ઝઝેટીના સીખા, મધ, સિંધવ મીઠામાં ઝીણું વાટી તાંબાના પાત્રમાં મુકવુ અને તે અંજન નેત્રમાં આંજવાથી નેત્રની કઠિન પીડા મટે છે. ને આંખનું પડ ફુલુ વીગેરે મટાડે છે. તેમજ એની સાથે મનુષ્યના દાંત, હાથીનાં દાંત, ભુંડનાં દાંત, ઉંટ, ગાય, ગધેડા, ઘોડા, બકરી, એના દાંતો તથા શંખ, મોતી સમુદ્રફેણુ એ સર્વને ઝીણુ વાટી ચુર્ણ કરી લેવું. તે ચુર્ણના લીંબુનાં રસમાં ગોળી અગર બત્તી બનાવી એ બત્તી નેત્રમાં આંજવાથી અનેક રોગોનો નાશ થાય છે. એનું નામ સર્વ રોગ નાશક નેત્ર પ્રિય અંજન છે. ચુર્ણપ્રકાર સમાપ્તિ.

## ગુટીકા પ્રકાર, સંધિવાની ગોળી (ગુટિકા).

એળીએ: બે તોલા, કાવસી અગીઆર માસા, હરડસ એક

તોલો, નિસોતર દસ માસા, સૂરંજન સાત માસા, ગુમળ સાત માસા, સુંઠ સાત મ સા, ચિચે સાત માસા, રાઇ, સીંધવ, મીઠુ, ઈંદ્રાયણનુ ગળ, મજીક એ વસ્તુઓ એક એક તોલો અજમો આઠ માસા, પીપર અને મરી પોણાબે માસા, સાકર ચાર માસા, એ સર્વ દવા ઘુંટી વસ્ત્રગાળ કરી દશ માસા પ્રમાણમાં પાણી નાંખી ગોળી કરવી એ ગોળી સવારમાં એક ખાવી તો બે દસ્ત શાફ થશે અને ગડીઆ જોડા શાંધા અને ગરમીનાં સર્વ રોગો સારા થઇ જશે એવી ઉત્તમ દવા છે. સતાનીક મુનીએ બનાવેલી છે એના સમાન બીજી કોઇપણ દવા નથી.

## આનંદદાયક ગોળી.

જે રોગીનાં પગથી માથાં સુધી સાંધે સાંધા દુખતા હોય અને તેને હરવા ફરવાની પણ શક્તિ ન હોય તેને માટે નીચે મુજબની ગોળી છે.

એળીઓ ચાર માસા, નિસોતર પાંચ માસા, કાળા ધાણા બે માસા, ગેરૂ ચંદન બે માસા, ઈંદ્રાણીના ફળનો મગજ છ રતિ એ સર્વ દવા લઇ અજમોદના રસમાં ઘુંટી વટાણાં બરબર ગોળી વાળવી તેમાંની એક ગોળીનો ગુણ અપાર છે તેને વૈદ્ય કહેવાને સમર્થ નથી ખોરાક એક ગોળી સહવારે અને ગોળી સાંજે ખાય તો અત્યંત ગુણ અને અનંદ આપે છે.

## નેત્રાંજન ગુટિકા.

હુરડસ બે માસા, બેડાં બે માસા, આમળાં બે માસા, મરી એક માસો, તજ ૧ માસો, પિપર ૧ માસો, સિંધવ મીઠું ૨ માસો એ સર્વ દવા એકત્રિત કરીને ઘુટી વસ્ત્રગાળ કરી લીંબુનાં પાંદડાના રસમાં એક દીવસ ખલ કરવો. એક દીવસ કાળી પોપટીનાં રસમાં ખલ કરવો અને પછી તેની ગોળી વાળી સુકાવવી. તે ગોળી જુદા જુદા અનુપાન સાથે આંખમાં આંજવી સાધારણ છાયડું હોય તો ગૌ મૂત્રમાં સાત દીવસ આંજવી. લોહી ઠરી ગયું હોયતો આદુનાં રસમાં ૧૮ દીવસ સુધી આંજવી, ફુલું હોય તો મધમાં પંદર દીવસ સુધી આંજવી અને ઓછું દેખાતું હોય તો વાસી પાણીને મધમાં ઘસીને આંજવી. ઉપર બતાવેલા અનુપાનો અનુસાર આંખનાં સર્વ રોગો સારા થાયછે.

## અંજન ગુટિકા. (૨)

મનસીલ, જીરુ, પીપર, ધમાસો, સાકર, સફેદ નગોડ, સાપની કાંચળી, એ સર્વ દવાઓ સરખે ભાગે લઇ ઘુંટી વસ્ત્ર-ગાળ કરવી બાદ તેને લીંબુનાં રસનાં ત્રણ પટ દેવા બાદ ચણોઠી બરાબરની ગોળી કરવી તે ગોળી છાયામાં સુકાવવી ત્યારબાદ તે ગોળીને લીંબુનાં રસમાં ઘસીને એક આંખમાં આંજે તો એક અંગનો જ્વર જાય ને બીજી આંખમાં આંજે તો આખા શરીરનો જ્વર જાય ને ગુગળની સાથે એક ગોળી મેલવી ધુપ દીધો હોય તો ભુત પ્રેતાદિક, ડાકિણી સાકિણી વિગેરે સર્વ બલાઓ નાસી જાય છે.

## અંજન ગુટિકા. (૩)

શુધ્ધ ખાપરિયું, સીંધવ મીઠું, મોરથુથુ, ટંકણ, સુંઠ, મરી, અને પીપર એ સર્વ દવાઓ એકઠી કરી લીંબુનાં રસમાં ચાર પહોર સુધી ઘુંટવી બાદ ગોલી બનાવી છાંયામાં સુકવવી એ ગોલી મધમાં આંજે તો નેત્રનું પુલું જાય તેમજ આંખનાં પૂણસીફોડા જાય તથા આંખની કીકી ગલી જવી તથા મોતી ચાદ્રી સર્વ રોગો સારા થાય છે.

## અંજન ગુટિકા. (૪)

બળેલો ભીલામો એક, ફટકડી બે ચણાપુર, અફીણ એક ચણાભાર લઈ એ સર્વ દવાઓ લીંબુનાં રસમાં ખલ કરી ગોળી બનાવી છાંયે સુકવવી તે ગોળી લીંબુનાં રસમાં ઘસી આંખે આંજે તો આંખનુ પુલું, ફેફરારોગ, આંખમાંથી પાણી ઝરતું વીગેરે સર્વ રોગો એ દવાથી સારા થાય છે. ગુટીકાખડ સમાપ્ત.

## ઘૃતપ્રકાર ખંડ. લક્ષ્મી વિલાસ તેલ.

એલચી, શુખડ, રાસ્ના, લાખ, કપુર. કંકુ, મોથ, તજ, વરિયાળીનાં મુળીયાં, ધરૂ હલદ, પીપર, અગર. તગર, જટામાંસી પુટ એટલી વસ્તુઓ સરખા ભાગે લઈ તેમાં ત્રણઘણી રા'લ મેલવી ખલ કરી ડમરૂ યંત્રે તેલ કાઢવું તે તેલ શરીરે માલીશ કરવાથી માથાથી તે પગ શુધીના તમામ રોગો શારા થાય છે.

## સંધિવાનું તેલ. (૧)

અળશીયું, તલ્લીનું, તેમજ સરસવનું તેલ એ સર્વ તેલ બે નવટાંક લઈ તેની અંદર ધંતુરાનું પંચઅંગ ખાંડીને નાંખવું. તે તેલમાં મેળવવું તેનાં પાંતરા તથા મુળ તેલમાં બળી જાય ને માત્ર તેલ રહે ત્યારે ઉતારી લેવુ. વિશેષ સારૂં કરવું હોય તો માંહે ૦। શેર લવેંગ પણ નાંખવા. ચઢાવતી વેળા પછી તે તેલ શીશીમાં ભરી લેવુ, તે તેલનું માલીસ કરવાથી તમામ જાતનાં સાંધાના રોગો સારા થાય છે. શરીરનો દુખાવો ને વાયુનાં રોગો પણ સારા થાય છે.

## સંધિવાનું તેલ. (૨)

તમાકુનું તેલ, તમાકુ અર્ધોશેર લઈ સાંજે દોઢશેર પાણી લઈ પલાળી મુકવો તે સવારમાં સારી પેઠે લઈ ચોળી નાંખવો, પછી તે પાણી ગાળી લેવું, તે પાણી એક શેર સરસીયા અગર કડવા તેલમાં ધીમા તાપથી બાળવું જ્યારે તેનું પાણી બળી જાય અને તેલ માત્ર રહે ત્યારે ઉતારી લેવું તે તેલનું માલીસ કરવાથી ગાંઠીયા જોડા સાંધા વાયુનાં રોગ સારા થાય છે.

## વિષગર્ભ તેલ.

ધંતુરાનાં બી, સંભાળુ, કડવી તુમડીનાં બી, સાટીનાં

ગીયાં, કવચનાં બી, અસગંધ, કુંવાડીયાના બી, ચિત્રો, કટો, માણી પોપટી, ઝેરી બાવળીઓ, લીંબડાની છાલ, બાળુ, દશમુળ, સતાવરી, કારેલાં, શેકટા બેઉ જાતનાં, પણી, વિદારી કંદ, કંટાળોથુવેર, આંકડો, મરડાશીંગ, બેઉ ણ, કાગદોડી, ઝંઝેટો, પસરેણી, ત્રિફળા એ સર્વ વસ્તુઓ રખે ભાગે લઇ તેમાં ચારઘણું પાણી નાંખવું ને ચુલાપર કાવવું બાદ તેના સરખે ભાગે તલનું તેલ, દીવેલ બમણુ રસીચું તેલ ત્રણ ઘણું, એ સર્વને એકત્ર મેળવી ઉપર તાવેલા કાઢામાં પકાવવું બાદ તેમાં ત્રિકટું, સુંઠ, મરી, પર, અસગંધ, રાઈ, કુટ, લીંબડાની છાલ, દેવદારૂ, ઈંદ્ર-વ, સાજી, જવખાર, પાંચે લવણ, મોરથુથુ, કાયફળ, પહાડ ળ, બારંગી, નવસાર, ગંધક, પુષ્કર મુળ, સીલાજીત, ગુરો, વજ એ સર્વ એક એક કર્ષ લેવાં. સર્વ બળી જાય ને માત્ર તેલ રહે ત્યારે એ દવાની ઝીણી ભુકી નાંખવી બાવીશ ટંક તેલીયા મીઠો બારીક વાટીને નાંખી દેવો, । વિષગર્ભ તેલ કહેવાય છે. એના ગુણ નીચે મુજબ છે.

બગલ, પાંપણુ, પીઠ, કપટી, સંધિ, તથા શરીરનો સોજો થાનો વાયુ, તથા સર્વ અંગનો દુખાવો, પેટની ગાંઠ, નનો રોગ, શુન્ય વાયુ, કંપવાત વાયુ, ઉર્ધ્વ વાયુ, બહેરા ણું, ગંડમાળ, અપચી, વાત, શિરકંપ, અપતંત્ર, એ સર્વ

રોગોને આ તેલ નાશ કરે છે. અને સર્વ જાતનાં વાયું મટાડે છે એ તેલ શ્રેષ્ટ વૈદ્યોએ રોગીને આપવા કહયું છે.

## સાંધવા તેલ.

માલકાંકણી બે તોલા, કાયફળ એક તોલો, વકાઈન એક તોલો, સુંઠ એક તોલો, કથીરો એક તોલો, જાયફળ એક તોલો અકકલગરો એક તોલો, એલચી એક તોલો, લવેંગ એક તોલો હલધર એક તોલો, સમુદ્રખાર એક તોલો, કચુરો એક તોલો, કરંજાના બી એક તોલો સરમુળ ૧ તોલો કલીંજન ૧ તોલો બદામ એક તોલો, કોપરૂં એક તોલો, ધંતુરાનાં પાતરાં એક તોલો, તેનાં દીંડવા એક તોલો. આંકડો એક તોલો, શેકટો એક તોલો, ગોમ એક તોલો, માની પોપટી એક તોલો, ભાંગરો એક તોલો, એ સર્વ ઔષધી કડુ અગર તો તલીનાં તેલ એક શેર, દીવેલ અધોશેરમાં ઉપર બતાવેલી સર્વ દવાઓ ખલ કરી આઠશેર પાણીમાં તે ચડાવી તે પાણીમાંથી ચારશેર પાણી બળી જાય અને ચારશેર રહે ત્યારે તેને ગાળી કાઢવું. તે પાણી બતાવેલા તેલમાં નાંખી ધીમા તાપથી ઉકાળવું જ્યારે પાણી માત્ર બળી જાય ને ફકત તેલ રહે ત્યારે ઉતારી લેવું અને શીશીમાં ભરી લેવું તે તેલને માલીસ કરવાથી ગંઠીયા સાંધા વીગેરે શરીરનું તમામ દુખવું અગર કળતરને પણ આ તેલ

પચાવવાથી ઘણોજ ફાયદો થાય છે અને દરરોજ એ મુજબ કરવાથી વાયુનાં સર્વ રોગો સાંધા વીગેરે દુખાવાને દુર કરે છે અને રોગીને કાંતીવાન બનાવે છે.

## કર્ણરોગ તેલ.

મુળના પાંતરાનો રસ. આંકડાના પાંતરાનો રસ ને સરસીયાનું તેલમાં ઉપર બતાવેલા પાંતરાનો રસ નાંખી તાપ ઉપર મુકી બાળવું કેવળ તેલ રહી જાય ત્યારે ઉતારી લેવું અને એક શીશીમાં ભરી લેવું. જેનો કાન પાકયો હોય, દુખાવો અગર ખજવાળ આવતી હોય તો ત્રણ ચ ર ટીપાં એ દવાનાં નાંખવા તેથી પીડા મટી જશે.

## કર્ણરોગ તેલ. (૨)

સીંધવ, મીઠું, આદુનો રસ અને સરસીયાનું તેલ એટલું મેળવી ગરમ કરવું બાદ તેલનાં ટીપાં કાનમાં નાંખવાથી કાન સારા થાય છે કાનમાં પીડા વધુ થતી હોય તો સફેદ દરોઈનો રસ આઠ તોલા મુળાનો રસ છ તોલા સીંધવ ૧ તોલો અને તલ્લીનું તેલ પાશેર લઇ એ સર્વ દવાઓને તેમાં નાંખી બાળવી ઔષધી બળી જાય ને માત્ર તેલ રહી જાય ત્યારે તે તેલ ઉતારી લેવું. તે તેલ કાનમાં નાંખવાથી કાનનાં સર્વ રોગો સારા થાય છે.

## નાકના રોગ ઉપર તેલ.

ભાંગરાનો રસ પાસેર, તલ્લીનું તેલ પાસેર, સીંધવ બે તોલા એટલી વસ્તુઓ મેળવીને ચુલાપર મુકી બાળવી પાણી બળી જાય ને તેલ માત્ર રહે ત્યારે ઉતારી લેવી. તેનાં ત્રણ ટીપાં નાકમાં નાંખવાથી અગર ન્યાસ લેવાથી નાકમાં પાપડી પડતી હોય તે તેમજ પિન્નસ પણ સારો થાય છે એ તેલથી નાકનાં સર્વ રોગો સારા થાય છે.

## મૃત્યુપાસ ઘ્રત.

હરડસ, ગોરૂં ચંદન, ઉપલેટ, આંકડાનાં પાતરાં, કમળ બરૂનાં મુળ, નેત્રનું મુળ, વછનાગ, અફીણ; ધોળું નીસોતર ઈંદ્રજવ મજીઠ રાતો ધમાસો સતાવરી સીંગોડાં રીસામણી કમળનું કેસર એનો કવાથ કરી ચોગણા પાણીમાં અર્થાત તો દુધમાં તે નાંખી ઘીમાં પકાવવું, સારી રીતે ઘીમાં પાકી રહે ત્યારે ઉતારી લેવું અને જ્યારે ઠંડુ થાય ત્યારે ઘીના જેટલું મધ નાંખી તજવીજસર સારા પાત્રમાં ભરી રાખવું. એ સર્વ દોષોનો ને ઝેરનો નાશ કરે છે. અંજનમાં ચોળ-વામાં પીવામાં અને પીચકારી ઉપયોગમાં આવી માલીસ કરવાથી ઘેરી ખરાબ થએલી ચામડીને સાફ કરે છે તથા કુગીમ બનાવટી ઝેર તરત ઉતરી જાય છે, તેમજ તમક

નામનો શ્વાસ બલુર મંસસાદ બેભાનપણું તથા સર્પ ઊંદર કીડી અને કરોળીયાના ઝેરને આ ઘ્રત તત્કાળ સારી પેઠે સારૂં કરે છે. ભાવ પ્રકાશમાંથી.

## માથાના દુખાવા ઉપર સટબિન્દુ તેલ.

દીવેલીનાં મુળીયાં તગર સનાવરી જીવંતી રાઇ સીંધવ ભાંગરો વાચ વડંગ જેઠીમધ સુંઠ અને તલ્લીનું તેલ એ સર્વની બરાબર બકરીનું દુધ લઇને એ નહીં મળે ગાયનું દુધ લઇ તેમાં એ તેલ પચાવવું તે તેલથી ચોગણો ભાંગરાનો રસ નાંખવો તે પચી ગયા બાદ ઉપર બતાવેલી સર્વ ઔષધીનો કાઢો બનાવી નાંખવો એ પચી ગયા બાદ ઉતારી લેવું ને શીશીમાં ભરી મુંકવું તેમાંથી છાંટો તેલ રોગીનાં નાકમાં મુકવાથી સર્વ પ્રકારનાં માથાનો દુખાવો સારો થાય છે.

## વાત વિનાશક શતાવરી તેલ.

શતાવરીનો રસ ૨૫૬ તોલા, તલનું તેલ ૨૫૬ તોલા તેમાં દહીં દુધ નાંખી તેને પકાવવું બાદ તેમાં વરીયાળી, વજ, ઉપલેટ, જટામાંસી, શીલાજીત, ચંદન, કાંગ, પદમક, મોત, વાળો સુગંધી વાળો, કાયફળ સીંધવ, જેઠીમધ લોધર ધઉલો રતાંજળી, શીલારસ એલચી મોરવેલ લજામણુ કમળનું કેસર નાગ કેસર શ્રીવેષ્ટ રાળ જીવક, રૂષભક કચુરો, પતંગનું લાકડું

નગોડનાં ખી દારૂ હલધર ષટ ઉપલસળી મજીઠ અને મહુંડાં એ સર્વ ઔષધો ચાર ચાર તોલા લેવા બાદ ધીમે તાપે પકાવી તયાર થએલું તેલ ઉતારી લેવું એ તેલ રોગીને પીવા આપવું. મર્દન કરવા આપવું. તથા સુંઘવામાં આપવું. તેથી કરીને બતા વેલા વ્યાધિઓ જશે એમાં શંસય નથી. વાતપીડા પક્ષાઘાત કાનની પીડા ઉર્વસ્થંભ કટીની પીડા ઉલટી માથાનું ઘરૂજવું છુટિકા રોગ વીગેરેમાં એ તેલ આપવું જડબા બંધ થઈ ગયા હોય તો આ તેલનું મર્દન કરવું. ધનસુકવા થયો હોય તો મર્દન કરવું તથા હાડકાનું દુખવું હોય તો તે પર માલીશ કરવું સર્વ અંગમાં વાત થયો હોય તે ધાતુવિકાર અને વીર્યની ક્ષીણુતા એ રોગોમાં એ તેલ આપવાથી રોગનો નાશ થાય છે. વાંઝણી સ્રીને આ તેલથી પુત્ર પ્રાપ્તિ થાય છે. પુનઃ નવા વૃક્ષના જેવું ફળ આપે છે. તેલ ભાગ સમાપ્તિ.

## હરતાલ મારણવિધિ (૧) ભસ્મ બનાવવાની રીત.

એક તોલો હરતાલ લઇ ઈંદ્રવરણાના રસમાં ખલ કરી તેનાં ફળમાં મુકી તેના ઉપર ચાર કપડ માટી કરવી અને પછી સવા શેર જંગલી છાણુમાં પુંકી દેવી એવી રીતે એકવીવાર કરવું. એકવીશ ઇંદ્રવરણાના ફળમાં છેલ્લીવારે હરતાલની ઉત્તમ ભસ્મ બની જશે. એ ભસ્મ પાણીનું સોશન કરે છે અને કુષ્ટ રોગને સારૂં કરે છે. અનુપાન મુંજબ દરેક રોગોને

મટાડે છે. પરંતુ હડતાલ શુધ્ધ કરીને લેવી નહિ તો નુકશાન કરે છે.

## હરતાલ મારણવિધિ. (૨)

હરતાલ બે તોલા લઈ કુંવાર પાઠાના રસમાં બે દીવસ સુધી ખલ કરવી બાદ તેની ગોળી વાળીને સુકાવી રાખવી તે ગોળીને સળનાં બીયાંની વાટેલી લુગડીમાં મુકી કપડ માટી કરી ત્રણશેર છાણામાં પુંકી દેવાથી ઘણી સારી હરતાલ ભસ્મ બને છે અઢાર જાતનાં કોઢને મટાડી શરીરને સારૂં કરે છે અને અનુપાન મુજબ અનેક રોગોને સારૂં કરેછે.

## અબરખ ભસ્મ વિધિ.

શુધ્ધ કરેલું અબરખ મુળાના રસમાં પંદર દીવસ ખલ કરી પુંકી દેવું બાદ ગોળમાં ખલ કરી પુંકી દેવું ફરી મુળાનાં રસમાં મુકવું અને રસમાં પંદર દીવસ સુધી રાખવું ત્યાર બાદ કલારનાં રસમાં પંદર દીવસ ખલ કરીને ફરીને ગોળમાં પંદર દીવસ ખલ કરી ગજપુટમાં પુંકી દેવું તે મુંજબ ૪ વખત કરવાથી ઉત્તમ અબરખ ભસ્મ બની જાય છે અને એ અનેક રોગો ઉપર ચાલે છે.

## સંખ્યાવિધિ.

સોમલ શુધ્ધ કરેલો એક તોલો લઈ ખાખરાની રાખ

અર્ધોશેર લેવી તે રાખ ઘાડવીની અંદર નીચે ઉપર પાથરવી અને ખુલ્લી નહીં રહે તેવી રીતે ઢાંકવી અને હાથથી સારી પેઠે દબાવવી વચ્ચે સોમલ મુંકવી. ઘાડવીનું ઢાંકણું મુકી કપડમાટી કરીને તે સુકાવવી. તેને એક દીવશ દીવાની જ્યોત પ્રમાણે તાપ આપવો, બાદ ચુલાપરથી ઉતારી લેવી. એક ચોખા પ્રમાણમાં રોગીને આપે તો શ્વાસ, કાસ, દમ શીતજ્વર, પિત્તજ્વર વિગેરે અનુપાન મુજબ અનેક રોગોને હટાવે છે.

## મોતી તથા પરવાળાની મારણ વિધી.

મોતી તથા પરવાળાં એક કપડાંમાં બાંધી ઘડામાં લટકતાં મુકવાં તે ઘડામાં ઇંદ્રવરણાનો રસ ભરવો પછી તે રસ ચુલાપર ચઢાવીને એક પહોર સુધી ચડાવવો તેથી તે શુધ્ધ થઈ જાય છે. ત્યારબાદ તે ગજપુટમાં પુંકી દેય તો ઉત્તમ ભસ્મ બની જાય છે. આંખનો રોગ, ખાંસી, પરમીયો, સુજાક, જ્વર, મુત્રકચ્છ એ સર્વ રોગોનાં સળાસુળ કાઢી નાંખે છે. એ ભસ્મના ગુણો અપાર છે.

## તાંબુ મારવાની વિધી.

શુધ્ધ તાંબુ બે તોલા લઇ જનગોળીની લુગડીમાં મુંકી તેનાં ઉપર દશ તોલા મુલતાનની માટીની કપડમાટી કરી

ને સુકાવી દેવું. તેને બે મણ અડાયા છાણામાં ગજપુટ ખાડામાં મુકવું તેમ કરવાથી ભશ્મ બહુ સારી બને છે. એનું પ્રમાણ અર્ધા ચોખાથી ૧ ચોખા સુધી અનુંપાન આપવી.

## તાંબુ મારવાની વિધી. (૨)

સાગબીંબ એક જાતની બુટ્ટી થાય છે તેની લુગડીમાં શુધ્ધ તાંબુ મુકીને ભઠ્ઠીમાં મુકે તો કંચન બને છે. એમાં શંસય નથી. ફરી જો મુકે તો તેની ભશ્મ થઈ જાય છે. તે ભશ્મ ચોખા પ્રમાણમાં અનુપાન સાથે ખાય તો સુર્યના સમાન તેજવાન, જ્યોત પ્રકાશમાન થાય, એ રસ લોક પ્રસિધ્ધ છે. એ સર્વ રોગોનો નાશ કરે છે, આયુષને વધારે છે એક રતિભાર પાનમાં ખાય તો શરીર પુષ્ટ બને છે અને સુંદર રૂપવાન બનાવે છે. પથ્યમાં દુધ ભાત ખાય તો અતિ બળવાન બની રોગ રહિત થાય છે.

## રૂપરસ મારણ.

કીટલી નામનું ઘાસ ઘઊ તથા ચણાના ખેતરમાં શિયાળાનાં વખતમાં હોય છે તે કીટલીનાં અર્ધાશેર પાંતરામાં તેની લુગડીમાં એક તોલો ચાંદી તથા રૂપું ઘાલી કપડમાટી કરી ગજપુટનો તાપ આપે તો સારી ભશ્મ બને છે. ખોરાક ૧ ચોખાપુર આપવાથી અનેક રોગોને હરે છે. એ રૂપરસ રતિ

ભાર પાનમાં ખાય તો કફ, કાસ, તથા ખાંસીનાં રાગો સારા થાય છે અને ભુખ અત્યંત લાગે છે તેમજ કામની વૃદ્ધિ કરે છે. ગરમી, તથા શરદીનાં રોગોનો નાશ કરે છે તેમજ અજીર્ણ તથા અરૂચિનાં રોગોનો તત્કાળ નાશ કરે છે.

## સુવર્ણ ભસ્મ વિધી.

કામદેવ ઝુંઝંકુયા નામની બુટ્ટી છે તેને ગુજરાતમાં માની પોપટી કહે છે તેની લુગડીમાં એક તોલો શુધ્ધ સોનાનાં વરખ નાંખી કપડમાટી કરી સુકાવી પાંચ ગજપુટનાં તાપ દેય તો ઉત્તમ ભસ્મ બને છે. એ ભસ્મની વિધી વૈદ્દો સારી પેઠે જાણે છે. એવીજ રીતે અર્ધો તોલા સોનુ લઈ કચ્છનારના પાતરાં લઈ વાટી તેની લૂગડીમાં તે મુકી દેવાથી ઉ-તમ ભસ્મ બને છે.

## સુવર્ણ ભસ્મ ખાવાની રીત.

સુવર્ણ ભસ્મ સારી બનાવીને એક ચોખા પ્રમાણમાં ચારોળીની અંદર ખાય તો પુષ્ટ બનાવે, ભુખ લાગે, જોર વધે અને શરીરનાં સર્વ રોગો સારી પેઠે નાશ પામે. ઉદર, શુળ, પીડારોગ અને અતિઅગની રોગ વિગેરે ખાવાથી નાશ પામે છે.

## બંગ બનાવવાની વિધી.

શુધ્ધ રાંગા લઈને એક ઠીકરામાં ચુલાપર મુકી તેમાં આમલીનાં છોડાં નાંખી હલાવવા તેથી બે કલાકમાં ભસ્મ થશે

તે ભસ્મને ફરીથી પાઠાના રસમાં ગોળી બનાવી બીજી ભઠ્ઠીમાં મુકવાથી અતિ ઉત્તમ ભસ્મ બને છે. એ ભસ્મથી નપુંશક પણ મરદ બને છે. અને અનેક રોગોને મટાડે છે. આવી રીતેજ શીશું પણ મરે છે.

## આનંદભૈરવ રસ બનાવવાની વિધી.

શુધ્ધ હિંગળોક, શુધ્ધ સંખીયો, મરી, પીપર, ચોકીયો, સોહાગો (ટંકણ) એ સર્વ દવાઓ સમાન ભાગે લઈ ખલ કરી બાદ વસ્ત્રગાળ કરી બે દીવસ પર્યંત લીંબુનાં રસમાં ખલ કરવી. જેથી આનંદ ભૈરવ રસ તૈયાર થાય છે. ખોરાક અર્ધા ચોખાથી એક ચોખા સુધી રોગીનું બાલાબળ વિચારી આપે તો એ રસ સર્વ પ્રકારનાં વાયુનાં રોગો સારા કરે છે તાવ વિગેરે અનેક રોગો એ રસથી મટી જાય છે.

## અજીર્ણ કંટક રસ.

શુધ્ધ સંખીયો, ચોકીયો, સોહાગો (ટંકણ) અને સીંધવ ખાર એ ત્રણ સમાન ભાગે લઇ વસ્ત્રગાળ કરવાં બાદ આદુનાં રસમાં ખલ કરી પછી દહીંમાં ખલ કરવાં ત્યાર પછી લીંબુનો રસ એક શેર, આદુનો રસ પાશેર, દહીં પાશેર વિગેરે રસમાં મેળવીને તેનો ખલ કરવો ખલ થઈ રહયા બાદ શીશીમાં તે ભરી લેવો. તે રસ રોગીનું બાલાબળ જોઈ બે રતિ બરાબર સવારે ને સાંજે આપે તો તેથી રોગીને વાતરોગ, પેટનું દુખણું, અપચો, અજીર્ણ અને પેટનું ફુલવું એવાં સર્વ પ્રકા

રનાં રોગો સારાં થાય છે. ભુખ ઘણી લાગે છે. અને જઠરા-ગ્નિને એ દવા અમૃત તુલ્ય છે.

## જુલાબેશ્વર રસ.

શુધ્ધ જમાલગોટાનાં બી, કાળા દાણા અને ગળી એ સર્વ દવા એક એક તોલો લઈ ખલ કરી વસ્ત્રગાળ કરવી તે ગોળી ઉના પાણી સાથે ખાય તો ઉત્તમ જૂલાબ થાય છે. ખોરાકમાં ઘીને ખીચડી ખાવી.

## ઇચ્છાભેદી રસ.

શુધ્ધ પારો, સુઠ, મરી, સોહાગો અને ગધક એ સર્વ દવા છ છ માસા લેવી. તેમાં દોઢ તોલો જમાલગોટાનાં બી નાંખવા અને પછી એ સર્વને ખલ કરી, ઝીણું બારીક ઘુંટી તેમાંથી બે રતિ બરાબરની ગોળી કરવી. તે એક ગોળી સાકર સાથે અગર તો એક તોલા ખાંડ સાથે ખાય તો મરજી મુજબ જુલાબ થાય. પથ્યમાં ચોખાને છાસ.

## રાજ જુલાબ રસ.

સોનામખીનાં પાતરાં, ગુલાબનાં ફુલ, મુનકકાના કાળા દાણા ગરમાળાનો ગોળ, વરીયાળી અને કાળું મીઠું એ સર્વ દવાઓ સમાન ભાગે લઇ ખલ કરી ચણીબોર બરાબરની ગોળી કરવી. તેમાંથી એક ગોળી ગરમ પાણી સાથે ખાય તો અતિ ઉત્તમ બે કે ત્રણ દસ્ત થાય. એ સુક્ષ્મ જૂલાબ કહેવાય છે.

## શ્વાસરોગપર રસ.

ભંગ એક ટંક, પીપર બે ટંક, હુરડસનાં છોડાં ત્રણ ટંક, બેડાંના છોડાં ચાર ટંક, અરડુસાનાં પાતરાં પાંચ ટંક અને ભારંગી છ ટંક, એ સર્વ વસ્તુઓ કુટી વસ્ત્રગાળ કરી બાવળી યાનાં છોડાંના કવાથનાં બે પુટ અને મધનાં બે પુટ આપવાં પછી ઝીણું ખલ કરી તેની ચણીબોર જેવડી ગોળી કરવી. તેમાંથી એક ગોળી રોગીને આપવી. એકવીશ દીવસ સુધી ખાય તો શ્વાસ, ખાંસી અને ક્ષય વિગેરે રોગો સારા થાય છે.

## મૃગાંક રસ.

પારો એક તોલો, રાંગા એક તોલો, અમલસારો ગંધક એક તોલો, ટંકણખાર એક તોલો એ સર્વ ઔષધી શૂધ્ધ કરેલી લેવી. તેમાં પહેલાં પારો અને ગંધક એ બેઉની કાજળી કરવી પછી ખલમાં ઘુંટીને તેમાં આઠ ટીપાં દીવેલનાં નાંખી બાદ ટંકણ ખાર અને રાંગો ગળાવી અંદર નાંખવાં ને તેનો બે દીવસ સુધી ખલ કરવો. અને પછી તે અગન શીશીમાં ભરી રાખવું. તે અગન શીશીને સાત કપડમાટી કરી તે સારી પેઠે સુકાવવી. તે દવા ભરેલી શીશીનુ મોંઢુ ખુલ્લુ રાખવું અને ચુલાપર અગર ભઠ્ઠીમ ચઢાવવી નીચે સારી પેઠે તાપ લગાડવો. અને લોઢાના સળીઆથી પંદર પંદર મીનીટે તે દવાને હલાવવી. તેમાંથી પહેલાં કાળો ધુંમાડો નીકળશે અને ત્યારબાદ લાલ ધુમાડો નીકળશે ત્યારે ભઠ્ઠીનો તાપ હોલવી કાઢવો

ઠંડુ થયા બાદ સંભાળીને યત્નથી રસને કાઢી લેવો તે રસ સોનાનાં સરખો પીળો થઈ જશે અને તે લમાં સોનાની ભારો ભાર યા સોનાની સરખી તેની કીંમત છે એનાં ગુણ અપાર છે. જે રોગોમાં આપે તે રોગોનો નાશ કરે છે અને હરરોજ અનુપાન અનુસાર ખાનાર મનુષ્ય સો વર્ષનું આયુષવાળો થાય છે એનાં ઉપર ઘી, દુધ અને સાકર ખાવી.

## હેમસુંદર રસ.

પારાની ભસ્મ તેનાથી ચોથો ભાગ સુવર્ણ ભસ્મ લેવી એ બંનેને મેળવી સારી પેઠે ખલ કરવી બાદ એક શીશીમાં ભરી મુકવી. એ દવામાંથી એક માસા પ્રમાણમાં દુધ ઘી અને મધ ના સાથે નિરવીર્ય માણસ કાંસાના પાત્રમાં ચાટે તો જરાને દુર કરે છે. એટલે કે વૃધ્ધપણાનો નાશ કરે છે, મનુષ્યને તરૂણ બનાવી દે છે, મૃત્યુનો પણ નાશ કરે છે. એ ચાટયા બાદ ઉપરથી :બાયલીનું ચુર્ણ કર્ષ આમળાનાં રસમાં મેળવી પીવું તેથી તે અધિક પુષ્ટી આપે છે. એ હેમસુંદર નામનો રસ સર્વ રોગોનો નાશ કરે છે.

## ગંધામ્રત રસાયણ.

પારાની ભસ્મ તેનાથી બમણો ગંધક મેળવીને કુંવારપાઠા ના લાખાનાં રસમાં એક પહોર મર્દન કરી, ગજપુટમાં મુકી તાપ આપવો અને શીતળ થયા બાદ કાઢી લેવું. એ દવા મધ અને ઘીની સાથે એક ટંક પ્રમાણમાં ખાયતો જરા તથા મ્રત્યુ

નો નાશ કરે છે. અને મુળીયાં સાથે ભાંગરાને છાંયામાં સુકાવી તેને ઝીણો વાટી ચુર્ણ કરે અને તેની બરાબર ત્રિફળાનું ચૂર્ણ કરી મેળવે અને બેઉનાં સરખા ભાગે ખાંડ મેળવે તેમાં એક પળ ગંધામૃત ઘી અને મધમાં ચાટે તો મૃત્યુરામાન રોગનો પણ નાશ કરવામાં એ સમર્થ છે.

## મકરધ્વજ રસ.

સોનાનો વરખ તેથી આઠઘણો હિંગળોકમાંથી ઉડાવેલો પારો અને પારાથી બમણો ગંધક એ ત્રણેને કપાસનાં લાલ પુલનાં રસમાં એક દીવસ સુધી ખલ કરે પછી કુંવારપાઠા નાં રસમાં ત્રણ દીવસ ખલ કરે અને પછી તરત તે ઔષધી ટાચની અગન શીશીમાં ભરી લેવી તેનું મોંઢુ કરી વાળુકા યંત્રમાં મુકી ઘણી પ્રહિસ આગથી તે પુંકવી. તે ઔષધીનો નવીન સુર્યનાં કિરણ જેવો લાલ રંગ થઇ જશે. તે કાઢી નાંખવો એ પ્રમાણે થએલા રસનાં એક ભાગમાં ચાર ભાગ કપુર નાંખવું ને ચાર ભાગ લવેંગ નાંખવાં ચાર ભાગ ધોળાં મરી, ચાર ભાગ જાયફળ ને છ માસા પ્રમાણમાં કસ્તુરી મેળવવી અને પછી શીશીમાં ભરી મુકવો. એની માત્રા બે રતિ અગર તો ચાર રતિ પ્રમાણમાં ખમી શકે તે મુજબ ખાવી એ ઉપર અડદનો પદાર્થ ઘીથી ગળગળતો ખાવો. અને બાંસુદી જેવું જાડું કરેલું દુધ સાકર સાથે પીવું. ઉપર

ઘીનો પદાર્થ અસર તો ઘીમાં તગેલાં પદાર્થો ખાવાં જેવાંકે શીરો, હલવો, વિગેરે પદાર્થો ખાવાં. તેથી જઠરાગ્નિ ઘણી વધે છે. અને પુરૂષ ખોરાકથી બળવાન થાય છે. અને તેના ભોગાપો નાશ પામે છે તેમજ બુદ્ધિ અને કાન્તિ વધે છે. અને કામદેવને અતિ પ્રબળ કરે છે. અભ્યાસ રાખી એ રસ સેવન કરે તો જે મનુષ્ય સદગૃહસ્થ હોય તેની એ ઔષધી છે. કારણ કે એ રસ ખાવાથી મનુષ્ય સો સ્ત્રીઓને જીતે છે. એ રસને આદિ અને અંતમાં બે વખત ખાવો. એ રસ નિશ્ચય કરીને સ્ત્રીઓનાં ગર્વને દુર કરે છે અને કૃતિમ સ્થાવર વિષ એ રસ ખાનારને વિકાર કરતું નથી. એ રસનું બીજું નામ મૃત્યુજય રસ છે. એનું એક વર્ષ સુધી સેવન કરવાથી માણસ મૃત્યુને જીતે છે. તેમજ આ રસનું સાધન પરિપુર્ણ કરે તો એ રસ જરા મૃત્યુનો નાશ કરે છે.

## મદન કામેશ્વર રસ.

ચાંદી, હીરા, સોનુ, તાંબુ, પારો, ગંધક, લોઢુ એ સર્વની ભસ્મ લેવી. ક્રમથી તેમજ બુદ્ધિપુર્વક લેવી. ચાંદીની ભસ્મ ૧ ભાગ, હીરાની બે ભાગ, એમ દરેક ભસ્મ અનુક્રમે લેવી. એ સર્વને મેળવી કુંવારપાઠાનાં રસમાં ખલ કરવી. બાદ કાચની

કુપીમાં ભરી લેવું. તેને સારી રીતે મુદ્રા બંધ કરવી. વજ્રમુદ્રા એ એની કપડમાટી કરવીને સીંધવ મીઠામાં ભરીને તે ઘાડવીમાં કાચની શીશી મૂકવી ને અર્ધિ શીશી સુધી મીઠું નાંખવું તેને મૂદ્રા કરીને તે ઘાડવીને ચુલાપર ચઢાવી દેવી પ્રથમ દીવસે મંદ તાપ લગાડવો. બીજે દીવસે સવારમાં ઉતારી લેવી. બાદ તે ઔષધી કાઢીને કલમાં આંકડાના દુધની ભાવાના દેવી ફરીથી આસગંધ, કંકોલ, કવચ મુસળી, તાલમખાણા, સતાવરી એના રસની જૂદી જૂદી ભાવના દેવી. ફરી તેને કસ્તુરી બે આંઉસ, સુંઠ, મરી, પીપર, કંપુર, કંકોળ, એલચી, લવેંગ એ સર્વ ઓષધીઓનું ચુર્ણ કરી તે ચુર્ણમાં મધ માંસે મેળવીને શીશીમાં ભરી મુકવી. તેમાંથી એક ... પ્રમાણમાં રોગીને આપવી. એક પળ ગાયના દુધની શાથે ચુર્ણ ખાવું. જમેવાનું ભોજન મીઠું ને હલકું રાખવું. એ રસને સેવવાના પ્રભાવથી સુંદરતા, બળ, તેજ અત્યંત વૃધ્ધિ પામે છે. ઘણી સ્ત્રીઓની સાથે રમણ કરે તો પણ વીર્યની હાની થતી નથી એવો ઉત્તમ એ રસ છે.

## પુર્ણેંદુ રસ.

શુધ્ધ પારો ૦ શેરને સામળના મુળીયાંનાં રસમાં ૧૫ દીવસ સુધી ખલ કર્યા બાદ વસ્ત્રમાં બાંધીને બે પહોર સુધી ધીમે તાપે તપાવે ત્યાર બાદ ફરી સામળનાં મુળી-

યાનાં રસમાં ખલ કરવો બાદ પાનનાં રસમાં મર્દન કરવો, તેની ગોળી બનાવી તેના ઉપર નાગરપાન વીંટી અને તેને કાચની શીશીમાં અગર કુલ્હીમાં ભરી લેવી. તેની અંદર બીજો સામળનાં મુળીયાંનો રસ મોઢા સુધી ભરી દેવો. ત્યારબાદ વાળુકા યંત્રમાં મુકીને બે પહોર સુધી પકાવવો. જ્યારે સામળનો રસ સુકાઈ જાય ત્યારે ઊતારી લેવું અને તેને કાઢીને અન્ય શીશીમાં ભરી લેવું. એ રસ બે રતિ પ્રમાણમાં લઈ પ્રાતઃકાળે પાનમાં મુકી ખાવો અને ઉપરથી એક પળ મુસળીનો ભુકો દુધમાં પકાવી ખાંડ મેળવીને પીવો. એ પુર્ણેદુ નામનો રસ કહેવાય છે, શરીરમાં અત્યંત પુષ્ટિ અને વીર્યની વૃધ્ધિ કરે છે. એ ખાનાર મનુષ્ય નિશ્ચય કરીને એક હજાર સ્ત્રીઓની ઈચ્છા પુર્ણ કરવાને સમર્થ બને છે.

### કામીની મંદભંજન રસ.

શુધ્ધ પારો અને સરખા ભાગે ગંધક લઈ કરિયાળી તથા બીજા દેશમાં ભરવરીયો ઝેરી કચુરો કહે છે તેના રસમાં મર્દન કરી શીશીમાં ભરીને સંપુટ કરી વાળુકા યંત્રમાં પકાવવો. બાદ લાલ અગથીયાના રસમાં દોઢ દીવસ ખલ કરી તેને સાકર સાથે મેળવી માત્રા પ્રમાણમાં ખાય ને ઉપરથી દુધ પીએ તો અત્યંત પુષ્ટ બને, શરીરમાં ધાતુની વૃધ્ધિ થાય અને અત્યંત બળવાન બને છે. અનેક સ્ત્રીઓની ઇચ્છા પુર્ણ કરે છે.

# સર્વથી ઉત્તમ અભ્રખ રસ ઔષધી.

.રા પ્રકારે મારેલો અભ્રખ તથા તેમાં નાંખવાની ઔં-
કાયફળ, કુટ, અસગંધ, ગુરૂચ મેથી, મોચરસ, વિદારી
મુસળી, ગોખરૂ, કેળાકંદ, સતાવરી, અજમોદ, હળદ,
ધાણા, ગંગેરણ મોટી, કચુરો, નેત્રફળ, જાયફળ,
, મીઠું, ભારંગી, કાકડાશીંગી, ત્રિકુટા, બેઉ જીરાં,
ચાતુર્જાત, એળચી, તેજપાન, નાગકેસર, તજ, સાટી
.પર, દ્રાક્ષ, અરડુસો, કવચનાં બીજ, સામળ, ત્રિફળા
ર્વને સરખા ભાગે લઈ ઝીણું વાટી વસ્ત્રાગાળ કરી
અભ્રખની સાથે મેળવવું. માત્ર અર્ધ કર્ષ લઈ મધમાં
બનાવવી અગર અટાર ચાટણી કરવી. એ માત્રા જે
. નિત્ય સેવન કરે તે મહા બળવાન બને છે. એના
. સાકરને દુધ લેવું તેથી વીર્યની અત્યંત વૃદ્ધિ
સ્તંભન થાય છે. સ્ત્રીઓને વશ કરી અત્યંત સુખ
છે ને ક્ષીણ દેહવાળાને પુષ્ટ બનાવે છે. સર્વ જાતનાં
.ગને હરે છે અને બીજા અનેક મહાન રોગોનો નાશ
. એવી દવા બીજી કોઇ નથી. એ સર્વમાં શ્રેષ્ઠ અને
ન દવા છે. ધાતુની વૃદ્ધિ કરી મનુષ્યને બુદ્ધિ આપે
ળ તેમજ પરાક્રમ અર્પે છે. એજ મોટું રસાયણ છે.
.ત્તમ ઔષધી છે એ ઔષધી હરસરોગ, સંગ્રહણી,

પરમીયો, અંસલેસ, રૂધર વિકાર વિગેરે એવા મોટા રોગોનો નાશ કરે છે. મનુષ્ય એના સેવનથી મૃત્યુંને તેમજ ઘડપણને જીતી લે છે. એનું બીજુ નામ કામેશ્વર રસ છે. શ્રી વદનાથજીએ સર્વનું હિત કરવા રચ્યો છે.

## લોકનાથ રસ.

કોડીની ભસ્મ બે ભાગ, શંખ ભસ્મ બે ભાગ, ગંધકને પારો બે મળી બે ભાગ, એટલે એક એક ભાગ, અને મરી ત્રણ ટંક એ સર્વને લઇ લીંબુનાં રસમાં ઘુંટી ઝીણું ચુર્ણ કરી તેની ગોળી કરવી અગર ચુર્ણ રાખવું. એક વાલપુર દરરોજ છાસની સાથે પીએ તો સંગ્રહણી રોગ સારો થાય છે ને જઠરાગ્નિ વધે છે; કફ તેમજ કફનાં વ્યાધિઓ દુર થાય છે. તેમજ જો જરા ભાંગનાં પાણી સાથે એક બે તોલા છાસ નાંખીને બતાવેલા ઔષધી નાંખી પીએ તો સંગ્રહણી અતિસાર, કોલેરા, અજીર્ણ એ સર્વ રોગો સારા થાય છે, એમાં સંશય નથી અનુભવ મુજબ સિદ્ધ છે.

## શ્વાસ તથા શ્વાસકોઠાર રસ.

પારો, ગંધક, વછનાગ, સોહાગો, તથા મનશીલ એ સરખે ભાગે લઈ એક એક ટંક પ્રમાણમાં લેવાં અને કાળા મરી આઠ ટંક પ્રમાણમાં લેવાં, .માં પહલાં પારા ગંધકની

કાજળી કરવી પછી બધી ઔષધી નાંખવી. દવા ઘુંટતાં જવુ અને અંદર એક એક દાણો મરીનો નાંખતાં જવું તેને ઝીણું ઘુંટી તેમાં ત્રિકટું નાંખવું તે ૭ ટંક નાંખી ઝીણું ઘુંટવું એ રસ શીશીમાં ભરી મુકવો. એ શ્વાસ કોઠાર નામનો રસ વદોએ જુંની ખાંડની સાથે આપવો. ગમેતેવો કઠીન શ્વાસવાળો રોગી હોય તો શ્વાસ તત્કાળ બેસી જાય છે. એક રતિ પ્રમાણમાં લેવી.

## સન્નિપાત રોગ ઉપર ઉનમત્ત રસ.

પારો ટાંક ૨ાા ગંધક ટાંક ૨ાા એ બંનેની ખલમાં કાજળી કરવી પછી બંનેની બરાબર ત્રિકટું નાંખી ખલ કરવો, ઘણી બારીક વાટી ધંતુરાનાં ડીંડવાનાં રસમાં ખલ કરવો, ત્રણ એ રસનાં પુટ દેવાં, ચાર પહોર સુધી ખલ કરવો. એ ઉનમત્ત નામનો રસ છે. એનો નાકમાં ન્યાસ લેતો સન્નિપાત સારો થાય છે.

## ભૈરવ રસ.

પારો, ગંધક, કાળા મરી, પીપર, એ સર્વ બરાબર સરખે ભાગે લઇ એ ચારેનો ચોથો ભાગ જમાલગુટા બીયાના પારા ગંધકની સાથે ખલમાં નાંખી સારી રીતે ઘુંટવું બાદ જંબીરીના રસમાં આઠ દિન ખલ કરે અને પછી એનુ

આંખમાં અંજન કરે તો તરત સન્નિપાત દોષ સારો થાય છે. રોગી તેથી સારો થાય છે. એ અંજનનું નામ ભૈરવ રસ છે અને એ સન્નિપાતનો શતરૂ છે.

## સન્નિપાત રસ.

જમાલગોટાનો મગજ ટાંક ૧ મરી ટાંક ૦ાા પીપરી મુળ ટાંક ૦ાા એ ત્રણેને જંબીરી લીંબુના રસમાં સાત દીવસ ખલ કરવો એનું પણ અંજન કરવાથી સન્નિપાત તતકાળ નાશી જાય છે.

## પંચવક્ર રસ.

હીંગળોકમાંથી કાઢેલો પારો અઢી ટાંક, શુધ્ધ ગંધક અઢી ટાંક, શુદ્ધ વછનાગ અઢી ટાંક, ટંકણ ખાર પીપર તથા કાળા મરી રાા ટાંક લઇ એ સર્વ ઔષધી બરાબર સરખે ભાગે લઇ પ્રથમ પારા ગંધકની કાજળી કરવી પછી કાજળીમાં સર્વ ઔષધી નાંખવી. કાળા ધંતુરાના તેલમાં ૪ પહોર ખલ કરવો. એક રતિ પ્રમાણમાં ગોળી વાળવી. ૧ ગોળી આદવનાં રસમાં રોગીને આપે તો ઘોર સન્નિપાત સારો થાય છે. એ ઘણી ઉત્તમ ઓષધી છે, પથ્ય દહીં ભાત.

## સુછંદ ભૈરવ રસ.

હિંગળોકમાંથી કાઢેલો પારો, ગંધક, વછનાગ, નેપાળો એ ચાર વસ્તુ અઢી અઢી ટાંક જાયફળ ૧ ટાંક અને પીપર પાંચ ટાંક પહેલા પારા ગંધકની કાજળી કરવી પછી સર્વ દવા મેળવવી આદુનાં રસમાં એક દીવસ સુધી ખલ કરવી. પછી શીશીમાં ભરી લેવી. પ્રમાણમાં એક રતિ માત્રા રોગીને આપે તો સન્નિપાત જ્વર તથા પિત્ત જ્વર, વિષુચિકા, વિષમ જ્વર, જીર્ણ જ્વહ, મંદાગ્નિ, મસ્તકનાં રોગ એ સર્વનો સુછંદ ભૈરવ રસ નાશ કરે છે.

## મહાસન્નિપાતનો ઉપાય. (૧)

પારો, વછનાગ, કાળા મરી, નવસાર મોરથુથુ એ સર્વ ઓષધી બરાબર લઇ ઝીણી વાટી ધંતુરાના રસમાં રોટલી કરી રોગીનાં માથાની હજામત કરાવી સન્નિપાત રોગીનાં માથા ઉપર રોટલો મુકવો તેથી રોગીનાં શરીરમાં ગરમાવો થશે ને સારી રીતનું ભાન આવશે ને એથી ચતન્ય આવે અગર ન બોલે તો રોગી મરણને શરણ નિશ્ચય થાય.

## સન્નિપાતનો ઉપાય. (૨)

લશણ, રાઈ, સરગવાનું એટલે શેકટાનું મૂળ એ પ્રમાણે ઓષધી બરાબર લઇ ગાયનાં મુત્રમાં ઝીણું વાટી રોટલો કરી

રોગી પુરૂષનાં માથા ઉપર હજામત કરાવીને મૂકવો. રોટલો મુકયા બાદ ચેતન્ય નહીં આવે તો એ રોગી મરણ પામશે.

## સન્નિપાતનો સ્હેલો ઉપાય. (૩)

સન્નિપાતવાળા રોગીને વીંછુ કરડવાથી સન્નિપાત તરત નાશી જાય છે. સન્નિપાત રોગ તેર જાતનાં થાય છે.

## વીંછુનાં ડંખનો ઉપાય.

વીંછું કરડયો હોય તો નેપાળાનું બી અને મીઠું ઘસીને ડંખ ઉપર ચોપડવું એથી ડંખનું ઝેર ઉતરી જાય છે. તેમજ હડતાળ ઘસીને ચોપડવાથી વીંછુંનું ઝેર ઉતરી જાય છે. આંકડાનું મુળ અને મીઠુ ઘસીને ચોપડવાથી પણ ઝેર ઉતરી જાય છે.

## સર્પનું ઝેર ઉતારવાનો ઉપાય.

કેળનાં મુળીયાનું પાણી ત્રણ વખત પીવાથી પીનારને ઉલટી થઈ સર્પનું ઝેર ઉતરી જાય છે.

## વાવળીની દવા.

કચુરાના મુંળીયાં અને વજ તથા અકકલગરો પાવાથી ત્રણે દોષની વાવળી મટી જાય છે. ચંપાના ફુલનું ડીચું

અને લવેંગ પીવાથી પણ વાવળી મટી જાય છે તેમજ શેકટાનું મુળ અળ વજ ઘસીને પીવાથી વાવળી સારી થાયછે.

## રતવાની દવા.

મેદીનું મૂળીયુ અને લીંમડાની છાલ ઘસીને ચોપડવાથી રતવા તરત સારો થાય છે. તેમજ તાંદળીયાની ભાજી અને પીપળાનું છોડુ ઘસીને ચોપડવાથી રતવા સારો થાય છે. રતાંજળી અને બાવલીયાનું છોડુ ઘસીને ચોપડવાથી રતવા સારો થાય છે. મેઢીનું મુલાયુ ઘસીને પીવાથી અંદર થયેલો સારો થાય છે.

## પાઠાની દવા.

મીંઢળનાં પાતરાં બાફીને બાંધવાથી પાઠુ બેસી જાય છે, આંબાહળદ અને કોકલેણનાં પાતરાં બાંધવાથી પાઠુ બેસી જાય છે.

## કોયલીનો ઉપાય.

કવચનાં પાતરાંનો રસ પીવાથી ગળાની કોયલી બેસી જાય છે કફની કોયલી થઈ હોય તો એ પાતરાંની ભીડો પીવી. વાયુની થઈ હોય તો પાંચે અંગ સાથે વાટી શુધ્ધ પારા તથા મધ સાથે ચાટવાથી વાતની કોયલી બેસી જાય છે.

## ખાંસી શ્વાસ વીગેરે સાથે અસાધ્ય ઉધરસની દવા.

ભોંયરીંગણી પંચઅંગ સાથે બાળી ભસ્મ કરી મધ સાથે એ વાલ ચાટવાથી ઉધરસ શ્વાસ વીગેરે બેસી જાય છે.

## સુળ અગર સરકાનો ઉપાય.

શેકટાનું મુલીયુ તથા મહુડાની છાલ તેમજ સુંઠ નાંખી ઘસીને ચોપડવી. પિત્તની હોય તો રેણુંકાનાં બી, સુંઠ સાથે વાટી ચોપડવાથી પિત્તનું સુલ મટે છે વાયુની સુલપર સુંઠ મરી અજમો મહુડાં અને સરસવ વાટી ખલ કરી ચોપડવાથી સુળ રોગ મટી જાય છે તેમજ બંદુકમાં ફોડવાનો દારૂ, સુંઠ, સંચળ, અને કરીયાતુ વાટી ચુર્ણ કરી મધમાં ચાટવાથી વાતજ્વર તરત જાય છે.

## દાઢની દવા.

અજમાના પુલને આંકડાનાં દૂધમાં બોળીને દાઢમાં ઘાલ્યા હોય તો તરત સારુ થાય છે અને દુખાવો પણ નરમ પડે છે આંકડાના પાતરાં ઉનાં કરી તેનો રસ અવારનવાર કાનમાં એટલે કે જે બાજુની દાઢ દુખતી હોય તે બાજુનાં કાનમાં ટીપાં ન મુકતાં સારી બાજુનાં કાનમાં ટીપાં નાંખવાં.

## ચોથીઆ તાવની ઔષધી.

અગથીઆનો રસ જુના ઘીની સાથે મિશ્રીત કરીને સુંઘાડે

તો ચોથીઓ તાવ જાય પરંતુ તાવવાળા રોગીને કહેવું નહીં. તેમજ રસની હીંગ જુના ઘીમાં ઘસીને સુંઘાડે અગર નાકમાં ટીપાં નાંખે તો ચોથીઓ તાવ જાય. જેમ સીંહને લઇને શીયાળવાં નાશી જાય તેમ તાવ નાશી જાય છે. કાંસકીનાં છોડને રવિવારની સાંજે અગર સવારમાં મળસ્કે જઈ દોરો તાણી બાંધે અને કહે કે ચોથીઓ તાવ નાશી ગયા બાદ છોડીશ તો તાવ નાશી જાય છે, એ ટુચકો છે.

## એકાંતરી તાવનો ઉપાય.

તાવવાળા માણસને સવારમાં ધોએલા ધોતીઆનાં કટકામાં કાંશકીનાં સાડાત્રણ પાતરાં બાંધવાથી તાવ નાશી જાય છે. એક બે પાળી બાંધ્યા બાદ છોડી નાંખવા. રવિવારે અગર મંગળવારે સવારમાં કાંસકીનાં છોડનું દાતણ આપે તો તાવ તતકાળ નાશી જાય છે.

## દરરોજનાં તાવનો ઉપાય.

દરરોજના તાવવાળાએ રવિવારે અગર મંગળવારે પોતાનો છાંયો નાહ પડે તેવી રીતે બિંઢળનાં સાડાત્રણ પાતરાં લેવાં. પરંતુ તાવ ઉપર મીંઢળનો છાંયો પડે તો ગમે તેવો તાવ તત નાશી જાય છે.

# ઔષધી લેવાનો વખત.

ઔષધી વસાની ક્રિયા વિગેરે કાષ્ટાદીક કાક તેજાનાં વિગેરે રસ માત્રાની જે વસ્તુઓ આવેલી છે તે બરાબર સાવચેતીથી લેવી. ઝેરી તેમજ જોખમ ભરેલી ઔષધીઓ વિદ્વાન વૈદોની સલાહ લઇ વાપરવી, જે જગ્યાએ ઔષધી આપવા વિષે વર્ણન ન કર્યું હોય તેવા સમયે દવા સવારમાં લેવી. તેમજ અંગરસ, ઉકાળો, ચુર્ણ વિગેરે સવારમાંજ આપવી જોઇએ. કાક, ફાંટ, હીમ એ ઔષધીઓ ઘણું કરીને સવારમાં આપવી. પિત્ત તેમજ કફનો કોપ થયાં છતાં પિત્તને જુલાબ તથા કફને ઉલટી તથા રેચક ઉલટી થયા પછી ૦ા તોલો હલકો ખોરાક કાંજી જેવો આપવો. ઔષધીનું પ્રમાણ જે જગ્યાએ કહ્યું નથી ત્યાં ઔષધી સમાન ભાગે લેવી. જ્યાં સ્વરસ એટલે સર્વ વસ્તુઓનો અંગરસ લેવા લખેલું છે. ત્યાં સ્વરસની માત્રા એટલે દવા બે તોલા પ્રમાણમાં લેવી. સ્વરસમાં મધ, ખાંડ, સાકર નાંખવાની કહેલી હોય તો બે તોલા ઔષધીમાં અર્ધો તોલો નાંખવી. તેમજ કુટપાકની માત્રા હંમેશાં ચાર તોલા લેવી જોઇએ અને તેમાં મધ નાંખવું. જો ચુર્ણ કરવું હોય તો સર્વ ઔષધી ખાંડી ચાળીને સોળગણા પાણીમાં ઉકાળવી. પછી આઠમો ભાગ પાણી રહે ત્યારે ઉતારી તે કાઢો ઠંડો કરીને પીવું. તે સહન ન થઇ શકે તો તેમાંનો અર્ધો ભાગ

ગ્રી પીવું તેમજ નાના છોકરાઓને ૦ા તોલાથી અર્ધા
ત્રા સુધી આપવું. તે કાઢો સવારમાં અગર સાંજના ખા-
ં પચી ગયા પછી લેવો. ઉકાળામાં ખાંડ અગર સાકર
ખવી હોય તો વાતપિત્ત અને કફનાં રોગમાં અનુક્રમે
થો આઠમો ને સોળમો ભાગ નાંખવો. મધ નાંખવું હોય
તેથી ઉલટું કફ ઉપર ચોથો ભાગ, પિત્ત ઉપર ૮ મો
ગ વાયુ ઉપર સોળમો ભાગ એ પ્રમાણે નાંખવું તેમજ
રૂ, ગુગળ, ખાર, શિલાજીત, હીંગ વિગેરે નાંખવી હોય
માસા ત્રણ તેમજ દોઢ માસા સુધી પ્રમાણ છે. દુધ,
ળ, ઘી, તેલ, કાક અને ચુર્ણ વીગેરે ઔષધ ઉકાળામાં
ખવું હોય તો તોલે ૦ા ભાગ નાંખવો. હિમ તથા ફાંટ
, વજં તથા તેમાં નાંખવાની ઔષધીનુ વજન ઉકાળા
ાણે જાણવું. હિમ એટલે ઔષધી રાત્રે પાણીમાં પલાળી
ારમાં પીવામાં આવે છે. તને હિમ કહે છે. જે વસ્તુઓ
ડી ઉના પાણીમાં પીએ તેને ફાંટ કહે છે. પથ્થર ઉપર
ણું વાટેલુ તેને કલ્ક કહે છે. તેનું પ્રમાણ એક તોલાનું
કાકમાં તેલ, મધ, ઘી વીગેરે નાંખવું હોય તો બમણું
ખવું અને ખાંડ, સાકર, ગોળ એ સરખે ભાગે લેવાં.
પ્રવેલી ઔષધીનું પ્રમાણ બતાવેલી રીતે લેવું તેને ઝીણું
ી વસ્ત્રગાળ કરે છે તેને ચુર્ણ કહે છે. મોટી ઉંમરના

માણુસને ૦ા તોલાથી એક તોલા સુધી આપવું. નાના છોકરાને વિચાર કરીને બે રતિથી બે માસા સુધી આપવું. ચુર્ણમાં ગોળ નાંખવો હોય તો સરખે ભાગે નાંખવો. સાકર બમણી નાંખવી તેમજ હીંગ સેકીને નાંખવી અને ચુર્ણ ઘીની સાથે ચાટવું હોય તો ચુર્ણથી ઘી બમણું લેવું તેમજ પાણી ચોગણું લેવું.

ગોળી, કાકને લઈને દુધ પીવું હોય તો વાત, પિત્ત અને કફનાં રોગ ઉપર અનુક્રમે બાર, આઠ અને ચાર તોલા પીવું. જેમ પાણી ઉપર તલનું ટીપું પ્રસરી જાય છે. કોઈને લીંબુ વિગેરેની ભાવના દેવી હોય તો ચુર્ણ પલળે તેટલું લેવું. એ ભાવનાનું પ્રમાણ છે પણ દેશ કાળનો વિચાર કરીને કરવું સવારમાં ઉઠી સ્વસ્ત ચિતે પવિત્ર બનીને દેવને નમસ્કાર કરી તથા તનું ધ્યન ધરીને કોઈની સાથે ન બોલતાં ઉત્તર દિશા બાજુ મોંઢુ લાવી ઉત્તર દિશાનું મુળીયું તથા છાલ લાવવી. રાફડા વિગેરેનું સ્થાન ત્યાગ કરવું. જે વનસ્પતિનું મુળ તથા પાતરાં હોય તેજ લેવી. વડ, લીમડો તથા પીપળાનાં પાતરાં અગર છાલ લેવી. અરિઠો મહુડો અને બાવળ વિગરેની અંતરછાલ લેવી. પાલીસ પત્ર, તમાલ પત્ર, કુંવાર વિગેરેનાં પાતરાં લેવા. ત્રિફળા, સોપારી વિગેરેનાં ફુલ લેવાં. ધાવરી, ખાખરો, ગુલાબ વિગેરેનાં ફુલ

લેવાં તેમજ થુવેર, આંકડો વિગેરેનું દુધ લેવું. એ પ્રમાણે ઓષધી લેવી.

## મારકદ્યાવળી.

રવિવારે રોગ ઉત્પન્ન થાય તો સાત અગર તેર દીવસ સુધી રહે. સોમવારે થાય તો સાત અને ૧૪ દીવસ રહે તેમજ રક્ત, પિત્ત [illegible]નની પીડા રહે. બુધવારે રોગ થાય તો બાર અગર સોળ દીવસ રહે અને એ મંદ પીડા કહેવાય છે. શનિવારે રોગ ઉત્પન્ન થાય તો સોળ અગર ૧૮ દીવસ રહે એ રોગ અસાધારણ સમજવો. શુક્રવારે થાય તો તેર અથવા ૧૮ દીવસ રહે અને એ પણ અસાધ્ય રોગ સમજવો.

## બાર રાશિઓનો નિર્ણય.

મેષ રાશિવાળાને પુર્વાફાલ્ગુનિ નક્ષત્રમાં જ્વર આવે અગર તબીયત બગડે તો મરણ પામે અગર મરણને તુલ્ય થાય. વૃષભ રાશિવાળાને તાવ અગર તબીયત બગડે તો મરણ તુલ્ય થાય. મિથુન રાશિવાળાને અનુરાધા નક્ષત્રમાં તાવ અગર તબીયત બગડે તો મરણ તુલ્ય થાય. કર્ક રાશિવાળાને સ્વાત નક્ષત્રમાં તાવ ચડે તો તે મરે અગર મરણ તુલ્ય થાય. સીંહ રાશિવાળાને રેવતી નક્ષત્રમાં કન્યા

રાશિવાળાને શ્રવણ નક્ષત્રમાં, તુલા રાશિવાળાંને સંતભીષા નક્ષત્રમાં, વૃશ્ચિક રાશિવાળાને રેવતી નક્ષત્રમાં તાવ ચઢે અગર તબીયત બગડે તો મરણ પામે અગર મરણ તુલ્ય થાય, ધન રાશિવાળાને ભરણી નક્ષત્રમાં. મકર રાશિવાળાને રોહિણી નક્ષત્રમાં, કુંભ રાશિવાળાને આદ્રા નક્ષત્રમાં તાવ ચઢે અગર તબીયત બગડે તો મરે અગર મરણ તુલ્ય થાય. મીન રાશિવાળાને આશ્લેષા નક્ષત્રમાં તાવ આવે તો મરે અગર મરણ તુલ્ય થાય. એ બારે રાશિઓને નક્ષત્રમાનાં નિર્ણય જેટલી ક્રિયામાં લખેલી છે.

## મેષ રાશિનો નિર્ણય.

મેષ રાશિનો સ્વામી મંગળ છે. એની મગસંચનાં છે. પુર્વ દિશામાં રહે છે. એની પિત્ત પ્રકૃતિ છે, ગરમ સ્વભાવ છે, દીવસે બળવાન છે. ક્ષત્રિય વર્ણ છે. એ લાલ આંખવાળો છે અને સદા રોગમાં પીડાય છે. ધર્મ તથા કર્મ ઘણુંજ કરશે, મોટા પુરૂષોમાં માનવાળો થશે. એ બાળકોમાં પ્રીતિ વિશેષ રાખશે, એ ધનવાન, વિદ્યાવાન્, પુત્રવાન અને દેવ ગુરૂનો ભક્ત થશે. થોડું ખાવાવાળો થશે તેમજ વીદેશમાં જવા આવવાનો વહેવારી થશે અને રોજગારમાં નફો સારો મેળવશે એ ગરમીનાં રોગમાં પીડાશે, એની નીશાની એકે એનાં માથામાં ચાંદા હશે તેમજ ફોડ

લાંબી ગરદન અને બે બેરીવળો થશે. એ માણુસને સુંઠ, સોનામુખી અને મધ હમેશાં ખાવું યોગ્ય છે બીજનો ચંદ્ર જોઈ સર્વજ વસ્તુઓ જોવાથી તેના મહીનો સારો જશે. મંગળવાર એનાં સર્વ કાર્યમાં સારો છે, તેમજ ચોથો સૂર્ય, પહેલો ચંદ્ર, પાછલો મંગળ, બીજો બુધ, છઠો ગુરૂ, ત્રીજો શુક્ર, સાતમે શની, અને આઠમો રાહુ એ સર્વ ઘાત કરનારા છે. કારતક માસમાં એકમ, છઠ અને અગીઆરસ એ તીથી, રવીવાર તથા મઘા નક્ષત્ર અને વિશ કુંભ યોગ વવકરણને પ્રથમ મમેલ એ ઘાતીક કહેવાય છે. પ્રથમ વર્ષમાં અંગરોગ થશે, સાતમે વર્ષે જવર પીડા થશે, સોળમે તથા સત્તરમે વર્ષે વિષુચિકા એટલે ઉલટીનો રોગ થશે. બે, ત્રણ, બાર અને અઢારમે અગર અન્ય બતાવેલા વર્ષોમાં પાણીનો ભય થશે બત્રીશ તથા પચાશમે વર્ષે ડાઢાની વાત થશે અને ચોસઠમે વર્ષે અંગરોગ થશે. એથી બચે તો પચોતેર વર્ષે બીજા મહીનામાં પંદર ઘડીમાં મરણ પામશે. એમાં સંશય નથી. પછી ઈશ્વરની મરજી.

## વૃષભ રાસિનો વિચાર.

વૃષભ રાશિનો સ્વામિ શુક્ર છે, એની સ્થિર સગના છે. દક્ષિણ દેશનો પતિ છે, એને ઠંડો સ્વભાવ છે, વાત પ્રકૃતિ છે, રાત્રિએ બલવાન છે. વૈશ્ય વર્ણ છે. એ માણુસ ઘણો ભોગી અને દાતાર થશે, ચતુર, પવિત્રતાવાળો થસે, સાત

મનુષ્યની સાથે પ્રીતિ કરવાવાળો થસે તેમજ દુનીયામાં જશ મેળવશે છોકરાંવાળો, પરંતુ અભિમાની અને ઘણોજ ગુમાન વાળો થશે સ્ત્રીઓના સાથે સ્નેહ કરી રહેશે. પરોપકારી માત પિતાનો અને ગુરૂનો ભક્ત થસે, રાજ્યકારભારમાં આનંદકારી થસે, ખુશ મીજાજવાળો થસે. એનાં કમણમાં તથા પગમાં નીશાના તલની સમજવી. એની ત્રણ સ્ત્રીઓ હસે અગર થસે પરંતુ કોઈપણ ગુન્હામાં આવી એકવાર કેદ ભોગવસે અથવાતો રાજદંડ થસે. એ માણસને સફેદ કપડાં કપડાં પકડવાથી, સફેદ નગની અંગુડી પકડવાથી સારૂં છે. સુંઠ, મરી, પીપર, તજ, અને ઘી સાથે ખાવું એ એને માટે સારૂં છે. એ માણસ દક્ષિણ દિશામાં જઈ વેપાર કરે તો લાભ પામસે. એ માણસને પેટમાં તથા નેત્રમાં ઘણા કરી દુઃખો થસે. શરદી વાહિની પ્રકૃતિ રહેસે દસ્તની બીમારી ઘણી થસે અને ઢોરથી ધાસ્તી પામસે. એ માણસને ગળપણ વધુ ભાવસે એ માણસને બીજનો ચંદ્ર લીલી વસ્તુ રત્ન વિગરે જોસે તો તેનો મહિનો સારો જસે શુક્રવાર એને સર્વ કાર્યમાં સારો છે તેમજ આઠમો સુર્ય પાંચમો ચંદ્ર નવમો મંગળ છઠ્ઠો બુધ અગીયારમો ગુરૂ, દશમો શુક્ર અને શાતમો શની આઠમો રાહુ એ ઘાતિક કહેવાય છે માગસર માસમાં પાંચમે દશમે અને પુનમે એ તિથિને શનિવારે હસ્ત નક્ષત્ર શુભયોગ શકુની કરણ અને ચોથો પહોર એ ઘાતિક છે. પ્રથમ વર્ષમાં પીડા અને ત્રીજા વર્ષમાં અગ્નિનો ભય છઠ્ઠા વર્ષમાં લોઢાના હથી-

થારથી પીડા આઠમાં વર્ષે ચાર પગનાં ઢોરથી પીડા થસે સાત નૂવ વર્ષમાં વિષુચીકા એટલે ઉલટી થસે એમાંથી બીજો રોગ ઉત્પન્ન થાય હશમે વર્ષે ખુનની બીમારી થાય બારમે વર્ષે ઝાડ ઉપરથી પડે સોળમે વર્ષે સર્પ વીગેરે ઝેરી જનાવરોથી ભય થાય ઓગણીસમે વર્ષે પીડા ભોગવે પચીશમે વરસે જળનો ભય, ત્રીશ અને ત્રેત્રીશમે વર્ષે કમરમાં પીડા ભોગવે છેતાલીશ બાવન અને ત્રેપનમાં મોટી બિમારી ભોગવે, એથી બચે તો પંચ્ચાશીમે વર્ષે ત્રીજો મહીને, પ્રથમ દીવસ અડધી રાત્રે મૃત્યુ થશે એમાં સશય નથી. પછી પરમાત્મા જાણે.

## મિથુન રાશિ.

મિથુન રાશિનો સ્વામી બુધ છે, તેનો ઇષ્ટ સગના છે. પશ્ચિમ દિશાનો ધણી છે, ગરમ સ્વભાવ છે અને પિત્ત પ્રકૃતિ છે. દિવસે બળવાન છે શુદ્ર વર્ણ છે અને મિઠુ વચન બોલવાવાળો છે. વાંકી નજર રાખવાવાળો છે. મોંઢા ઉપર શિતળાનાં ડાઘ છે. ઘણો દયાળુ અને ગાવાની વિદ્યામાં કુશળ થશે ધનવાન તથા ગુણવાન હશે. એનો રંગ ગોરો અને કદ લાંબુ છે એનાં ભાઈબંધ દોસ્તદાર ઘણા થસે, મિષ્ટ ભોજન કરવાવાળો અને કુટુંબમાં, સગાં સ્નેહીઓમાં પ્યાર કરનારો થશે. એ ઘણો કામી અને પરસ્ત્રી ભોગવવાળો થશે. ક્રોધ વીનાનો થશે.

બાલાવસ્થામાં ઘણો સુખી થશે, જુવાનીમાં થોડો સુખી

થશે અને વૃધ્ધાવસ્થામાં ઘણો દુઃખી થશે. બે સ્ત્રીવાળો થશે તેમજ એના ઉપર ગેરૂની કૃપા સારી રહેશે. સંતાન ઘણા થોડા થશે, ખુનની બીમારી થશે, આમ, મરડો કબજીઆત શરીરમાં હંમેશ રહેસે અને કલેજામાં ગરમીનો રોગ ઘણો થસે એને દાટેલું ધન મળસે અને કોઈ સ્ત્રીઓથી દગો થસે એ પુરૂષે સાંજે રંગનાં કપડાં પહેરવાં અથવા તો હાથમાં વીટી રાખવી. એ સુંઠ, જાયફળ. પીપર, જેઠીમધ અને મધ લેસે તો બીમારી ઘણી હલકી થસે તેમજ દુધનું સેવન કરવું એને પશ્ચિમ દિશામાં લાભ થસે, એને બીજનો ચંદ્ર જોઈ, કોઇ સારા મનુષ્યનું મોં જોવાથી મહીનો સારો જસે. બુધવાર એને માટે સર્વ કાર્યમાં શ્રેષ્ઠ છે. એને બારમો સૂર્ય, અગી-આરમો શુક્ર તથા શનિ, નવમો ચંદ્ર, ચોથો રાહુ, ત્રીજો ગુરુ બીજો બુધ, પહેલો મગળ, ઘાતિક છે. આષાઢ માસની બીજ, સાતમ અને બારસ એ તીથી તેમજ સોમવાર, સ્વાતિ નક્ષત્ર પરંગાયોગ ચતુર્થ પદ કરણ અને ત્રીજો પહોર એ ઘાતિક છે. છઠ્ઠો માસ ખરાબ છે પાંચમે વર્ષે વૃક્ષ ઉપરથી પડે છે અને છઠા વર્ષમાં અંગપીડા થસે, દશ, અગીઆરમે આંખની પીડા થસે અને ચઉદમે વર્ષે દુશ્મનથી ઘાત થસે. અઢારમે વર્ષે કાનમાં પીડા થસે અને વીશ વર્ષે ઘણી મોટી બીમારી ભોગ-વસે; છવીશમાં અલ્પ મૃત્યુ અને આડત્રીસમે વર્ષે મૃત્યુ સમાન મરણ તુલ્ય થસે; ત્રેપન તથા ત્રેસઠ વર્ષમાં અલ્પ મૃત્યુથી બચસે તો પચ્યાશી વર્ષમાં પોષ વદી આઠમને બુધ-

વારે પ્રથમ પહોરમાં મૃત્યુ થસે એ નિશ્ચય છે. પછી પરમાત્માની મરજી.

## કર્ક રાશિનો નિર્ણય.

કર્ક રાશિનો સ્વામી ચંદ્ર છે. એની ચર સંગના છે, એ ઉત્તર દિશાનો ધણી છે. એનો સૌમ્ય સ્વભાવ છે અને કફ પ્રકૃતિ છે. બ્રાહ્મણ વર્ણ છે. દરેક કાર્યમાં પડસે અને ધારે તે કરસે. ધનવાન, શુરવીર અને બળવાન થસે. પોતાના ગુરૂનો પરમ ભક્ત થસે માથાનો દુખાવો હંમેશ એને સતાવસે તેમજ દુર્બળ અને પાતળાં શરીરવાળો રહેશે પરદેશની સફર ઘણી કરશે અને ક્રોધી નિર્દોષી થશે. એને સારા સારા માણસો સાથે મિત્રતા થશે, પરોપકારમાં સદાકાળ તન, મન ધનથી મચ્યો રહેશે. સંતાનવાળો, સાધુપિતા, સ્ત્રી, પુત્રાદીકની મરજી પ્રમાણે વર્તશે. બાલ્યાવસ્થમાં કષ્ટ ભોગવશે, જુંવાનીમાં સુખી થશે, ધનવાન થશે અને ધર્મપુણ્ય ઘણુંજ કરશે. તીર્થયાત્રાઓ ઘણી કરશે તેમજ હાથમાં ઘણી થોડી રેખા હશે. નાનું માથું હશે અને હંમેશાં મસ્તક પીડા ભોગવશે. તેમજ સ્ત્રીઓ તથા સગાંવહાલાં ઘણા થશે. એ મનુષ્યની બગલમાં તથા પગઉપર, પેટ ઉપર કાળા તલનાં દાણા નિશ્ચય હશે. પેટમાં તથા ગરદનમાં હરદમ પીડા થસે પોતાની સ્ત્રીઓથી સુખ અને બીજાની સ્ત્રીઓથી દુઃખ પેદા

થસે. એનું મરણ પેટ તથા પગ અને નાભીના દર્દથી થસે. એ માણુસને ઉત્તર દિશામાં વેપાર કરવાથી હંમેશાં લાભ થસે: ચોરીનું કલંક એને એક વખત આવસે. એ મનુષ્ય સફેદ કપડાં તથા સફેદ નંગની વીટી પહેરવાથી સુખી થસે એને મિજાજ હંમેશ વાયડો છે. એની દવા સુંઠ, મરી, પીપર, અને તજનો ઝીણો ભુકો મધ સાથે ચાંટવાથી હંમેશ તબીયત સારી રહેસે. બીજનો ચંદ્ર જોઇ તપખીરીયા રંગની વસ્તુ જોવાથી મહીનો સારો જસે. એને સોમવાર સર્વ કામમાં સારો છે. પાંચમો સૂર્ય, બીજો ચંદ્ર, છઠો મંગળ, ત્રીજો બુધ, સાતમો ગુરૂ, આઠમો શુક્ર, ચોથો શનિ, અને નવમો રાહુએ ઘાતિક છે. પોષ માશ, બીજ, સાતમ અને બારસ તીથીએ બુધવાર અને અનુરાધા નક્ષત્ર, વ્યાઘાત યોગ બાલવકરણ અને પહેલો પહોર એ ઘાતિક છે. અગીઆરસ અથવા નોમ એ દીવસ પીડાના છે. પહેલાં વર્ષમાં રોગ થસે, ત્રીજા વર્ષમાં ઇંદ્રિયની પીડા થસે, સાતમાં વરષમાં અગ્નિઘાત થસે પણ તેથી બચસે અને નવમે વર્ષે અંગમાં રોગ થસે. બારમે વર્ષે જળઘાત થસે અને અઢારમાં વર્ષમાં અંગરોગ થસે. વીશમાં વર્ષે લોઢાની અગર શસ્ત્રથી પીડા થશે. એકવીશમાં વર્ષમાં સૂર્યનો ભય થસે. બત્રીશ, પીસ્તાલીશ, પંચાવન અને એકસેઠ વર્ષમાં અલ્પમૃત્યુ થસે

તથા રાજથી કષ્ટ અને કોઈ અસાધ્ય રોગ થસે. એથી બચસે તો સિત્તેર વર્ષ, પાંચમો મહીનો, ત્રીજા અને ચોથા પહોરમાં એનો કાળ થશે. શ્રી હરી રક્ષા કરે તો બચે. તે સહાય તે કરે પરંતુ ભાવિ મિથ્યા થતું નથી.

## સિંહ રાશિ વર્ણન.

સિંહ રાશિનો સ્વામી સુર્ય છે, અનીથીર સંગના છે. પુર્વ દિશાનો ધણી છે. એનો ગરમ સ્વભાવ છે. પિત્તની પ્રકૃતિ છે અને દીવસે બળવાન છે. જાતે ક્ષત્રિય વર્ણ છે. ઘણા ક્રોધી અને દારૂ વીગેરેનો સેવન કરનારો થસે પરદેશ માં સફર ઘણી કરસે. સારા સારા મનુષ્યો સાથે દોસ્તી કરસે. એ માણુસ માત પિતાને ઘણો વહાલો હસે. જાતે ધનવાન થસે, લડાઈ, કોર્ટ, કચેરીમાં જવું આવવું એને વહાલું લાગસે કારણકે પોતે કાયદાબાજ થસે. ઘણો હોશિયાર અને કળામાં કુશળ થસે. ધોળા રંગનું શરીર અને ખુબસુરતમાં સારૂં હસે. લાલ આંખ અને ઘણો અહંકારી થસે. પોતાના દુશ્મનોનો પરાજ્ય કરસે. માથાની પીડા હુંમેશ ભોગવસે. ભોગ વિલાસમાં પ્રીતિવાળો તથા રાત્રિએ નિદ્રામાં સ્વપ્ન ઘણો દેખસે. બે સ્ત્રીઓને ધાવી મોટો થસે. એનું શરીર શરદીબાજ રહેશે. એના પીઠ, પેટ અને કમળમાં

નીશાંનીમાં કાળા તલ હશે. બે વાર ચોરીમાં એની ધન દોલત જસે અને અગ્નિમાં પણ બળી જસે. સંતાનનું સુખ ઘણુ થોડું છે.

એક પરસ્રી સાથે પ્રીતિ હોવાથી તે દુશ્મન થઈ જસે તેથી દુઃખ પામસે. એ રાશિવાળો માણસ પૂર્વ દિશાની સફરમાં અગર રોજગારમાં દ્રવ્ય સારૂં મેળવસે. રવિવારનો દિવસ એને સર્વ કાર્યમાં સારો છે. સાબર રંગની વીટી હાથમાં રાખે તો સારૂં કારણકે બીજનો ચંદ્ર જોઈને સાબર રંગની વસ્તુ જોવાથી તેનો મહીનો સારો જાય. એની દવા હરડાં, બેડાં, આમસાં. સુંઠ, મધ એ મેળવી ચુર્ણ ખાવાથી એની તબીયત સારી રહેસે. એ માણસનાં ગૃહ જોવાથી એને નવમો સુર્ય, છઠો ચંદ્ર, દશમો મંગળ, સાતમો બુધ અગીઆરમો ગુરૂ, બારમો શુક્ર, આઠમો શની, પ્રથમ રાહુ એના ઘાતિક છે. તેને જેઠ માસ, ત્રીજ, આઠમ, તેરસ એ તીથીઓ અને શનીવાર, મૂળ નક્ષત્ર, ધરતીયોગ, બવકરણ અને પહેલો પહોર એ ઘાતિક અને ઘણા ખરાબ છે. એનું મૃત્યુ સન્નિપાત રોગથી થસે. પાસેઠમાં વર્ષમાં પાંચમાં મહીનાના પચીશ દીવસમાં એનું મૃત્યુ થસે પરમાત્માની મરજી મુજબ બને છે.

# કન્યા રાશિ નિર્ણય.

કન્યા રાશિનો સ્વામી બુધ છે. એની દુર સ્વભાવ સંગના છે. દક્ષિણ દિશાનો ધણી છે. એની ગતી ઘણી ટાઢી છે. વાત પ્રકૃતિનો માણુસ થસે. રાત્રે બળવાન છે અને વૈશ્ય એની જાત છે. એ ઘણો ભોગી, વિલાસી અને પોતાના મિત્રને ખુશ રાખવાવાળો થસે. એ માણુસ પ્રારબ્ધ અને ધર્મની મર્યાદાને માનનારો અને ઘણું દાન પુણ્ય કરસે. તેમજ જગતમાં ઘણોં દાની પુણ્યાત્મા કહેવાસે. ઘણો અક્ષલબાજ, સાહિત્યનો બનાવનાર તેમજ રાગ, ગાયનમાં ઘણો કુશળ અને બુદ્ધિવાળો થસે. વિદેશમાં ફરસે, ઘણો ધનવાન, ઇજ્જતદાર અને નોકર ચાકરોથી ભરપુર રહેસે. પોતાના ગુરૂના ભક્ત પ્રેમ વચનથી બોલનારો મનુષ્ય સુખી થસે અને છોકરાં ઘણાં થસે. છોકરીઓ કુચિત અને સ્રીથી દુઃખ ભોગવસે.

ઇંદ્રિય ઉપર, કંઠમાં, પીઠ ઉપર તથા પડખામાં તલની નીશાની હસે. વેપારમાં ઘણો લાભ થસે. સગાં વહાલાંમાં પ્રીત ઓછી કરસે. શરીરમાં રોગ રહેસે, શરદી તેમજ પેટમાં દર્દ તથા વાયુની પીડા ભોગવસે. એના દુશ્મન ઘણાં થસે, તેમાં એક બળવાન થસે. પરંતુ એ સમજતો

હોય તો રાજ દરબારમાં જાય ત્યારે ડાબા હાથ તરફ ઉભો રહી કોર્ટમાં અમલદારોની શાથે વાત કરે તો તે ફતેહ પામે. એને બુધવારનો દીવસ ઘણો સારો છે. બીજનો ચંદ્ર જોઇને લીલા રંગની વીટી અગર તેવું વસ્ત્ર જોવાથી આખો મહીનો ખુશીમાં જસે. એ માણુસ બ્રાહ્મણ પાસે મૃત્યુ જયનો જપ કરાવસે તેથી શરીરની શાંતિ અને રોગથી મુક્ત થસે. એ દક્ષિણ દિશાની સફરમાં ધન મેળવશે એને પહેલો સુર્ય, દશમો ચંદ્ર, બીજો મંગળ, અગીઆરમો બુધ ત્રીજો ગુરૂ ચોથો શુક્ર, બારમો શનિ, પ્રથમ રાહુ એ બધા ઘાતિક છે. ભાદરવો મહીનો, પાંચેમ દશેમ પુનેમ અગર અમાસ એ તીથીઓ શનિવાર શ્રવણ નક્ષત્ર, શુભયોગ, કવલ્ય કરણ, પ્રથમ પહોર એ ઘાતિક ગણાય છે, તેમજ ત્રીજા વર્ષમાં અગ્નિનો ભય થશે. પાંચમા વર્ષે આંખનું દર્દ થશે અને તે આઠમાં વર્ષમાં ઉપરથી પડશે. તેરમાં વર્ષમાં ફરી આંખે દુઃખી થશે. પંદરમાં વર્ષે સર્વથી ત્રાસ થશે, એકવીશમાં વરષે વૃક્ષની હેઠો પડશે. છવીશમાં વરષે જળઘાત થશે, ત્રીશમાં વરષે ચોરીથી ભય થશે, અને તેત્રીસમાં વરષે લોઢાની વસ્તુથી ઘાત થશે, તેતાલીશ, એકાવન, ઓગણસાંઠ, પાંશેંઠ અને ચોશેંઠ, એ વર્ષોમાં અવશ્ય મૃત્યુ થશે અને કદાપી બચી જશે તો એંસીમાં વરસે, છઠો મહીનો આઠમના દીને નિશ્ચય એનું

મૃત્યુ થશે. પરમાત્મા બચાવે તો બચશે.

## તુલા રાશિનો નિર્ણય.

તુલા રાશિનો સ્વામી શુક્ર છે. તેની સંગનાચર છે. પશ્ચિમ દિશાનો ધણી છે. ગરમ સ્વભાવ છે. વાયુની પ્રકૃતિ, છે. દીનમાં બળવાન છે, શુદ્રવર્ણ છે. એ મનુષ્ય મીઠું બોલનાર અને સર્વ ઉપર પ્યાર રાખનાર થશે. સર્વની સાથે પ્રીતિ સારી થશે. એના હાથમાં લક્ષ્મી ઠરતી નથી, એનાં ઘરમાં વડીલ થશે. દરેક વસ્તુનો વેપાર કરવામાં બુદ્ધિમાન હશે. દૈવની પુજાના સંવારમાં પ્રવૃત્ત થશે. ભાઈ બંધ દોસ્તદાર ઉપર મહેરબાની કરનારો થશે. પરદેશમાં ફરનારો થશે, નોકર ચાકરો બરદાશમાં રહેશે. પોતે શ્રીમાન બુદ્ધિમાન અને સંપૂર્ણ ચાતુર્ય કળામાં પ્રવીણ થશે. વાળ કુવા તળાવ કરાવવામાં તત્પર રહેશે. રાજ્યનો માનીતો થશે ખોશબો વાળી વસ્તુનો શોખીન થશે. સ્ત્રી નવ થશે તેમજ પોતાના પિતાની સેવામાં તત્પર રહેશે. કળી કાળમાં ચતુર અને સત્ય વધારે દેખશે તેમજ એ માણસ પશ્ચિમ દિશામાં વેપારમાં લાભ મેળવશે. એને શુક્રવાર સર્વ કાર્યમાં બળ-વાન છે. છઠો સૂર્ય, ત્રીજો ચંદ્ર, સાતમો મંગળ, ચોથો બુધ આઠમો શુક્ર નવમો ગુરૂ પાંચમો શનિ, દશમો રાહુ

એ સર્વ ઘાતિક છે, મહા મહીનો, ચોથ, નોમ અને ચઉદશ એ તીથીઓ તથા ગુરૂવાર, સતંતારા નક્ષત્ર, મૂળ યોગ, તીલકરણ, ચોથો પહોર ઘાતને કરનાર છે. પ્રથમ અંગરોગ થશે અને વળી ચાર વર્ષ મહા કષ્ટમાં જશે. સાતમાં વર્ષમાં અગ્નિનો ભય થશે, આઠમાં વર્ષે જ્વરપીડા ભોગવશે. બારમાં તથા સોળમાં વર્ષમાં જળઘાત અને વીશમાં વર્ષમાં ઘોડા ઉપરથી પડી જશે અને સર્પનો ભય થશે. એકત્રીશ અને તેત્રીશ વર્ષમાં અંગ પીડા થશે. એકતાલીશ વર્ષમાં અંગવૃદ્ધિ, એકાવનમાં વર્ષમાં દેવદોષ અને એકસેઠ વર્ષમાં અલ્પ મૃત્યુ થાય. એનાથી બચે તો પંચ્યાશી વર્ષમાં, બે માસમાં તેરસના દીવસે મરણ પામશે એ વાત સત્ય છે.

## વૃશ્ચિક રાશિ નિર્ણય.

વૃશ્ચિક રાશિનો સ્વામી મંગળ છે. એની સંગના સ્થિર છે. એ ઉત્તર દિશાનો ધણી છે. એનો શીતળ સ્વભાવ છે અને કફ પ્રકૃતિ છે. રાત્રિએ તથા દીવસે બળવાન છે. વિપ્ર વર્ણ છે. ટુંકી ઉંમરથી પરદેશમાં સફર કરશે અને ઘણો ક્રોધી, શુરવીર, લાલ નેત્રવાળો અને નજરનો ખરાબ થશે. એને દોસ્તદાર ના હકમાં દગો કરનાર થશે. ઘણો હિંમતવાન

અને લક્ષ્મીના કામમાં બળીવાન થશે. પરંતુ દુષ્ટ બુદ્ધિ મહા ધુર્તપણું, ચોરી કરનારો ચોકસ સકતટી તેમજ વિશ્વાસ ઘાતિ થશે. ગુપ્ત રીતે પાપ કરનારો મહા દુષ્ટ થશે. એ માણસે બીજનો ચંદ્ર જોઈ છોકરાંનું મોંઢું જોવું. નોકરચાકર એને ત્યાં ઘણું હસે અને એને બે બૈરી હસે, એનાં મોંઢા ઉપર શીતળાનાં ડાઘ તથા શુળા તલ પણ હસે. એ માણસ થોડો ખોરાક લેનારો અને ઉત્તર દિશામાં કમાણી કરનારો થસે. એને હરેક કામમાં મંગળવાર શ્રેષ્ટ છે. એને દશમો સુર્ય, સાતમો ચંદ્ર, અગીઆરમો મંગળ, આઠમો બુધ, બારમો ગુરૂ, પ્રથમ શુક્ર, નવમો શની અને બારમો રાહુ એ ઘાતિક છે. આસો મહીનો, પડવો, આઠેમ, એકાદશી; શુક્રવાર અને રેવતી નક્ષત્ર, વ્યતિપાત યોગ ગરકરણ, પહેલો પહોર એ ઉપર બતાવેલા સાથે વાત કરનાર છે. પ્રથમ વર્ષમાં જવર પીડા, તેરમાં વર્ષમાં જળઘાત, પંદર અગર પચીસમાં વર્ષે ફરી જ્વર પીડા. બત્રીશ તથા ચાળીશમાં વર્ષે બીજો સંગરોગ, પીસ્તાલીશમાં વર્ષે લોહાના હાથે હાથથી પીડા અને ત્રેગનમાં વર્ષે અલ્પ મૃત્યુ થાય. એથી બચે તો સત્યોતેરમાં વર્ષમાં, બીજા માસમાં સાતેમના દીવસે એનું મૃત્યુ થસે. પછી ઇશ્વર ઇચ્છા.

## ધન રાશિ નિર્ણય.

ધન રાશિનો સ્વામી બ્રાહસ્પતી છે. એની દ્રિભાવ સંગણા છે. પૂર્વ દીશાનો માલીક છે. એનાં ગરમ સ્વભાવ છે. પિત્ત પ્રકૃતિ, અને દીનમાં બળવાન છે. ક્ષત્રિય વર્ણ છે, શુરો અને સાદો બોલનારો થસે. બુધ્ધિવાન થસે, અને શિલ્પ શાસ્ત્ર સારી રીતે જાણસે. ધનવાન થસે તેમજ ચિત્રકળામાં અને લખવામાં પરમ ચતુર થસે, સર્વને માનનિય, તેજસ્વી અને અસ્તુર દેહવાળો થસે. રાજ્યમાનવાળો થસે અને સંતાન પણ સારાં થસે. એ દેવ, બ્રાહ્મણનો ભક્ત થસે, અર્થાત કે બ્રાહ્મણને પુજનાર થસે. કાવ્ય કરવામાં ઘણો નિપુણ થસે, એને મોંઢામાં અગર બગલમાં, કમરમાં કાળો તલ હસે એવી એની નીશાની છે, એનું મૃત્યુ જળ કિનારે થસે અગર બાગ બગીચામાં, દેવસ્થાન થસે. એ માણસને નોકરીમાં લાભ મળસે નહી, પર વેપારમાં સારો ફાયદો મેળવસે. એને ગુરૂવાર સર્વ કાર્યમાં શ્રેષ્ટ છે. પુર્વ દીશાની મુસાફરીમાં ધન મેળવસે, અગર પીળા રંગના વસ્ત્રથી સુખી થસે. સાકર ચણાની દાળ અને હળદ મળી સાથે ખાવાથી કાળ આરોગ્યતામાં રહેસે. એને સાતમો બુધ, આઠમો મંગળ નવમો ગુરૂ, દશમો શુક્ર, અગીઆરમો રાહુ ચોથો ચંદ્ર,

પાંચમો બુધ, છઠો શનીએ ઘાત કરનાર ગૃહો છે. આવણુ માસની ત્રીજ, આઠમ, તેરસ એ તીથી શુક્રવાર, ભરણી નક્ષત્ર, બળીયાન યોગ તેતીર કરણ પ્રથમ પહોર એ ઘાતિક છે. એ પોતે પહેલાં વરષમાં બરાબ ચાલને નીકળસે અને ફરી નવ, ત્રણ, અગીઆર અને સોળમાં વરષમાં પોતે કષ્ટ ભોગવસે. સોળમાં વરષમાં આંખની પીડા થસે. ચોવીશમાં વરષમાં બ્રહ્મઘાત અને છત્રીશમાં વરષમાં અંગરોગ થાય. તેમજ સુડતાળીશ સત્તાવન અને સડસેઠમાં વરષમાં સર્પથી અથવા તો જળઘાતથી મૃત્યુ થસે. એથી બચસે તો પંચાશીમાં વરષમાં ચોથા માસમાં પ્રથમ પહોરમાં મૃત્યુ થસે, એ સત્ય છે.

## મકર રાસિ વર્ણુણ.

મકર રાશિનો સ્વામી શની છે. એ ચર સંગના છે અને દક્ષિણ દીશાનો ધણી શીતળ સ્વભાવ છે અને વાયુની પ્રકૃતિ છે, એ રાશિએ બળવાન છે અને વરષ ત્રણ છે એ દુરજન છે અને રાત્રિના વશમાં રહેવાવાળો થસે, ગાવામાં વગાડવામાં ચતુર, ધનવાળો, ચાકર ચાકરવાળો અને દયાવાન થસે પારકી પીડા ભાંગનારો, પરોપકારી અને સત્યવાનવાળો થસે, સત્યવાને અનુસરી ચાલનાર મોઢાનો અધેરા આકારમાં

ગોળ અને શ્યામ રંગનો, એનાં શરીરનો કદ લાંબો થસે. એ શંકરનો પરમ ભક્ત થસે. સુશીલ અને સતકીર્તિવાળો કહેવાસે, એનાં ગળાની પાસે કાળો તલ હસે એ. એની નીશાની છે. કોઈ જગ્યાએથી મફત ધન પ્રાપ્ત થસે અને છોકરા પણ સારા થસે, એને સ્ત્રી સારી મળસે તેમજ એને બાદીનો રોગ થસે, એનું મરણું ગરમીના રોગથી થસે, ધીરજથી કામ કરવાથી ફાયદા મળસે તેમજ એ માણસ કોઇ જગોમાં અગર રાજદરબારમાં ડાબા હાથ તરફ ઉભો રહી અથવા તો બેસીને વાતચીત કરે તો અમલદારોથી કાર્યની સિદ્ધિ છે. એનો બીજનો ચંદ્ર જોઇ લીલા રંગની વસ્તુ જોવાથી મહીનો સારો જસે અને દક્ષિણ દીશાની મૂસાફરીમાં ધન મેળવસે. દરેક કારયમાં શનીવાર સારો છે.

એને અગીઆરમો સૂર્ય, આઠમો ચંદ્ર બારમો મંગળ, નવમો બુધ, પહેલો ગુરૂ, બીજો શુક્ર, દશમો શની અને અગીઆરમો રાહુ એ ઘાત કરનારા છે. વઈશાખ માસ, ચોથ, અને ચઉદશ એટલે મંગળવાર અને રોહિણી નક્ષત્ર, વૈધૃતિયોગ, શકુનીકરણ, ચોથો પહોર એ ઉપરની સાથે ઘાત કરનાર છે. ત્રણ અને પાંચમાં વર્ષમા પીડા, સાતમે વર્ષે જળઘાત, દશમે વર્ષે વૃક્ષથી પડવું, બારમાં વર્ષમાં શસ્ત્રથી પીડા થશે. વીશમાં વર્ષમાં જવર પીડા, પચીસમાં વર્ષે મિત્રથી પીડા અને અને પાંત્રીસમાં વર્ષમાં અગ્નિનો ભય સમજવો.

ગેતાળીશ, અડતાળીશ, સત્તાવન તથા એકસેઠ અને એકસેઠ માં વર્ષમાં અંગપીડા થશે. એથી બચેતો એકયાસીમાં વર્ષમાં અગીઆરમાં માસે, બીજે દીવસે નિશ્ચય મૃત્યુ થસે, પછી શ્રી હરી છે.

## કુંભ રાશિ નિર્ણય.

કુંભ રાશિનો સ્વામી શની છે. એની થીર સંગના છે. પશ્ચિમ દીશાનો ધણી છે. એનો ગરમ સ્વભાવ છે, કફની પ્રકૃતિ છે અને દીનમાં બળવાન છે. શુદ્ર જાતી છે. પરંતુ ઘણો પુણ્યવાન, દાનેશ્વરી, પરોપકાર કરનારો વિદ્વાન થસે એનાં બારણામાં હાથી, ઘોડા વીગેરેની સ્વારીઓ રહેસે. એનો સ્વભાવ ઘણું ઠંડો અને શાંતીભાળો થસે. સૌના સાથે મિત્રતા રાખનારો થસે. એની સદ્કીર્તીનો પ્રચારો આખા દેશમાં થસે એ મનુષ્ય ધર્મ કાર્ય પ્રથમ કરસે પછી પોતાનું કરસે પ્રિય વચન બોલનારો પ્રેમીજન કહેવાસે. પોતાનું શરીર હંમેશ દુર્બળ રહેસે એને સ્ત્રી બે થસે. સંતાન માટે મુંઝાસે. પશ્ચિમ દીશામાં વેપાર ધંધો કરસે તો ધન મેળવસે. એને શનીવાર સારો છે, એ વારે જે કાર્ય કરશે તે થશે એને સૂર્ય બીજો અગીઆરમો ચંદ્ર, બારમો બુધ, આઠમો ગુરૂ, પાંચમો શુક્ર, ત્રીજો શની અને છઠો રાહુ એ સર્વ ઘાતિક છે. ચઈતર મહીનો બીજ, સાતમ તેરસ એ તીથીઓ ગુરૂવાર આઠમો નક્ષત્ર, ગંડયોગ, કિંસ્તુઘ્ન કરણ અને ત્રીજો પહોર એ મૃત્યુ

કારક ઘાતિક છે. તેમાં પ્રથમ વર્ષ પીડાવાળુ હશે. બારમે વર્ષે અગ્નિથી ભય ઘણો થશે. તેમજ અઢાર, અઠાવીશ, બત્રીશ એ વર્ષોમાં સર્પનો જળનો, કાષ્ટનો ભય થશે. ચાળીશ છુડતાળીશ અને છપનમાં વર્ષમાં અગરોગ થશે, એથી બચે તો એકસેઠમાં વર્ષમાં, રણ માસમાં, અઠમે દીવસે યમલોક પધારી સુખી થશે

## મીન રાશિ નિર્ણય.

મીન રાશિનો સ્વામી ગુરૂવાર છે. દ્વિ સ્વગનઃ છે. ઉત્તર દીશાનો ધણી છે. શાંતી સ્વભાવ છે અને કફની પ્રકુતિ છે તેમજ દ્રષ્ટિએ બળવાન છે, બ્રાહ્મણ વર્ણ છે, એ માણસ દૂરદર્શી, શૂરવીર, મીઠું બોલનાર થસે, ઉત્તમ પુરૂષમાં એની ગણના થસે. કંજુશ અને કૃપણતાવાળો ગુણવાળો સ્ત્રી વાળો અને કુટુંબ વહાલો તેમજ ધર્મ કાર્યમાં પુણ્ય મેળવસે માત પિતા અને ગુરૂની ભક્તિમાં રહેસે એમ સુખી થશે, એનાં શરીરમાં ગરમીનો રોગ થસે. ઢોર ચાકરો તેમ બીજા પ્રાણીઓ એની બરદાશ કરસે, પરસ્ત્રીની પ્રીતિ રાખ અને એનુ મ્રત્યુ દેવાલયમાં થાય એવો સંભવ છે નોકરીમાં લાભ નહી મળે અને મળે તો ઘણો થોડો મળસે, પોતાની ખાનગી વેપારમાં ઘણો લાભ મેળવસે, એને ગુરૂવાર સર્વ કાર્યમાં સારો છે. બીજનો ચંદ્ર જોઈ કોઈ વૃક્ષનુ અંગ પોતાના વડીલનું મુખ જોવાથી એનો મહીનો સારો જાં

વાતના રૂપકમાં સ્વપ્નમાં દેખે અને પિત્ત પ્રકૃતિવાળો પિત્તના સ્વરૂપમાં દેખે કફ પ્રકૃતિવાળો કફના સ્વપ્ન દેખે, એને ત્રિદોષ દુઃખ છે. ત્રિદોષમાં તે ત્રિદોષ પ્રકૃતિના સ્વપ્ન દેખે તો તે પણ નિષ્ફળ હોય છે. સ્વપ્ન જોઈને સ્વપ્ન ભુલી જાય તે નિષ્ફળ છે.

## અન્યગ્રંથનું પ્રમાણ.

ગ્રંથમાં પણ લખે છે કે જે સમયે ઇંદ્રિયો મનમાં વિષયોથી ઉપરામને પામે છે ત્યારે પ્રાણી અનેક પ્રકારના સારા નરસા સ્વપ્ન દેખે તત્ર આદુષ રોગ ભાવી સ્વપ્ન પ્રથમ રોગ થનારો હોય ત્યારે સ્વપ્ન સૂચકતા આવે છે તે કહું છું. જે મનુષ્ય સ્વપ્નમાં કુતરા, ઉંટ, ગધેડા ઉપર બેસી, દક્ષિણ દિશા ભણી જાય, એ સ્વપ્ન જોવામાં આવે તો રાજક્ષમા રોગ થશે. જે મનુષ્ય સ્વપ્નમાં લાલ વસ્તુ અગર લાલ વસ્ત્રવાળું આકાશ જુએ છે તેને રક્ત પિત્ત રોગ થાય છે અને તે મરણ પામે છે. જે મનુષ્ય સ્વપ્નમાં લાલ રંગનું પુલ, લાલ રંગનું વસ્ત્ર પહેરવું અને વારંવાર હસવું તેમજ લાલ વસ્ત્ર પહેરેલી સ્ત્રીઓ તેને ખેંચતી હોય એમ માલુમ પડે તો તેને રૂધીરનો રોગ થશે અને તેથી તે મરણ પામશે. જે મનુષ્યને સ્વપ્નમાં શુળરોગ, આફરો, આંતરડાનો રોગ

રહે વિકળતા ભરેલું બોલે, એ પણ ઉન્માદ રોગના લક્ષણ જાગ્રત અવસ્થામાં તેમજ સ્વપ્નમાં જે મનુષ્ય રાક્ષસોની ટોળીને નાચતી જુએ અગર પાણીમાં બુડી જતી જુએ તો એ સ્વપ્ન જોનારને ઉન્માદ રોગ થશે. જે મનુષ્ય જાગ્રત અવસ્થામાં અનેક પ્રકારના અકસ્માત ભયાનક દુષ્ટ સ્વરૂપ જુએ અને અનેક પ્રકારના દુઃખ જુએ તો તેને મૃગી રોગ થનાર છે અને તેથી મરણ પામશે. જે મનુષ્ય સ્વપ્નમાં ઉન્મત્ત થઇને ન્હાય, વાંચે અગર નાચે અને કોઈ મરણ પામેલાને સાથમાં લઈ જાય તો તે હડકવાના રોગથી મરણ પામશે એ નિશ્ચય છે. જાગ્રત બેઠેલા પુરૂષના નેત્ર થોડી વારમાં સ્તબ્ધ થઈ જાય અગર બહેર મારી જાય તો બાદીના રોગથી મરણ પામશે, જે મનુષ્ય સ્વપ્નમાં પુરી અગર પુડા ખાય અને તરત ઓકી કાઢે અને જાગે તો તે મનુષ્ય તત્કાળ મરણ પામશે અને સ્વપ્નમાં જ્વર આવશે. જ્વર આવનાર પુરૂષની સાથે કુતરાની પ્રીતિ હોય છે. એટલે તે જોવામાં આવે છે. જેને વધારે રોગ થવાના હોય, તેને વાંદરા સાથે પ્રીતિ હોય છે એટલે વાંદરો જોવામાં આવે છે. ઉન્માદ રોગ થનારાને રાક્ષસો સાથે પ્રીતિ હોયછે એટલે રાક્ષસોને જુએ છે. મૃગી તથા હડકવા રોગ થનારાને પ્રેતોની સાથે પ્રીતિ હોય છે એટલે પ્રેત જોવામાં આવે છે.

લેખજ પ્રમેહ અને અતિસાર રોગવાળાને સ્વપ્નમાં પાણી પીવામાં આવે છે અને પાણી સાથે પ્રીતિ કરે છે. કોઇ માણસને તેલ સાથે પ્રીતિ હોય છે, તે સ્વપ્નમાં તેલ પીએ છે તેથી જાણવું કે એને કોઇ થનાર છે.

ગુલ્મ રોગ થનારને માથામાં અગર કોઠામાં વૃક્ષ ઉગે છે એવુ સ્વપ્ન આવે તો જાણવું કે એને ગુલ્મ રોગ થશે. મસ્તીક રોગ થનારને તલ સાથે તળેલી પુરી ખાવામાં આવે છે તો જાણવું કે એને માથાનો રોગ થશે. જે માણસ સ્વપ્નમાં ઘણો રસ્સો ખાશે તેને શ્વાસ કાસ રોગ થશે. સ્વપ્નમાં હળદ ખાનારને અગર પીળા પદાર્થ ખાનારને સમજવું કે એને પાંડુ રાગ થનાર છે. સ્વપ્નમાં રુધીર પીએ છે તેને રક્ત પિત્ત રોગ થશે અને અવશ્ય મરવું પામશે. એ સ્વપ્ન આ જગ્યાએ કથન કરવાનું કારણ એ છે કે ઉત્તમ પુરૂષો એ દુષ્ટ સ્વપ્ન નિવારણ કરવા પ્રયત્ન કરશે. સ્વપ્નમાં તેલ પીવું અથવા શરીરે લગાડવું, ઉલટી થવી દસ્ત થવો તથા સોનાનું મળવું. કલેશ થવો. અને સ્વપ્નમાં પડવુ, સ્વપ્નમાં સુખી થવું, કોપ કરવો, મિત્રોનો કોપ થવો તથા અવાજ સાંભળવો, એ સર્વ દુઃખ દાયક અને મરણ દાયક છે. લેખજ સ્વપ્નમાં કાંઇ પક્ષી તારા, ચંદ્ર, સુર્ય, નક્ષત્ર દેવતા, દીવો અને આંખ વીગેરેનુ

પડી જવું અથવા નાશ થવુ, ગુંગરાનુ તુટી પડવું અથવા દક્ષિણ દિશામાં ગ્રાથે વાદળાઓ લઈને જાય, દારૂણ જંગલમાં પ્રવેશ કરે એ સર્વ સ્વપ્ન મહા દુઃખદાયક અને મરણ લાવનાર છે, લાલ નેત્રવાળાં પુરૂષનુ સ્વપ્નમાં દર્શન થવુ, તથા દુષ્ટ આચરણવાળી સ્ત્રી, કાળા રંગની માળા તથા વસ્ત્ર ધારણ કરનારી સ્ત્રી સ્વપ્નમાં જુએ તો એ કાળ રાત્રિ છે. એ ઘણુ કઠણ મૃત્યુ સૂચવનાર છે. એવા દુષ્ટ સ્વપ્નમાં કોઈ પુણ્યવાન પુરૂષ બચે છે.

## મહાત્મા સુમંત્ર કહેલા સ્વપ્ના હું કહું છું.

દેહમાં તેલ લગાડવુ. ઉંટ, ઘોડો, ભુંડ અને પાડા ઉપર બેઠેલો પ્રાણી જુએ અને લાલ વસ્ત્ર પહેરી ખુલ્લા બાલ રાખીને નહાય તે હસ્તી હસ્તી અને નાચતી નાચતી જે મનુષ્યને પકડી ખેચે અગર બાંધે તો તે મરણ પામે, સ્વપ્નમાં જેના માથાનો વિકાર કુતરા સુંઘે, મધ અને તેલ પીએ, કાદવમાં સરકી જાય અને તેનુ સર્વ અંગ કાદવમાં ખરડાઈ જાય તેથી તે નાચે કુદે અને હસે, નાગો થઇ માથા પર લાલ ફુલની માળા ઘાલે તો તે યમલોકમાં નિશ્ચય જશે એવું સ્વપ્નુ બતાવે છે, સ્વપ્નમાં જેની છાતી ઉપર વાંસનુ અગર તાડનું વૃક્ષ ઉગે અગર તેને માછલી ગળી જાય અગર કોઈ ભયંકર મોટા ખાડામાં પડી જાય, કાગડા ગીધ વીગેરે પીડે એવો માણસ નિશ્ચય યમલોકમાં જશે એમ સ્વપ્નુ સૂચવે છે,

મનુષ્ય દેવ પ્રતીમા તથા પૃથ્વીને હાબતી જૂએ
., આમ્બરનુ વૃક્ષ, ખા.ડી, સર્પનો રાફડો લીંબડા-
ાસનુ તેલ, ખોલ; મીઠુ, પકવ અનાજ, રાંધેલુ
વા પદાર્થ ખાતો હોય અગર દારૂ પીતો હોય
ાં જુએ તો તે પુરૂષને રોગ થાય અગર રોગી
રણ પામે, વિષ્ણુ પુરાણમાં લખે છે કે સ્વપ્નમાં
ગર બ્રાહ્મણ બ્રહ્માને ક્રોધીત થવુ, કુંવારી કન્યાનું
જવુ, પશુ આદિ પ્રાણીઓનુ મઇથુન જોવુ તેમજ
ુનાં હાની, વાંછિત પદાર્થોની હાની, દક્ષિણ દીશામાં
ના રોગથી અકળાયલો પૂરાની ચોરી, ઘાસનુ કાપવુ
. વસ્ત્ર પહેરવાં, રમવુ અને તેલથી ન્હાવુ અને
શરીરે લગાડવુ વીગેરે એ સર્વ સ્વપ્ન મૃત્યુની
વે છે માટે સમજુએ દાનપુણ્ય કરી સદ્કર્મ કરી
વ.રહામિહિર લખે છે કે સ્વપ્નમાં પોતે હરણ ઉપર
મન કરે અગર શુક ઉપર બેઠેલો દેખે તો થોડા
ારણ પામશે, ઉંટ ઉપર બેઠેલો હોય તો રોગની
., હાથી ઉપર બેઠેલો હોય તો કુટુંબની વૃધ્ધિ થાય
. લખે છે કે જે મનુષ્ય સ્વપ્નમાં પ્રજા, પુત્ર, અને
ાદિ વીગેરે આપ્ત અવસ્થાનાં અગર સ્વપ્નમાં જુએ
ાનીના જીવે, જે મનુષ્ય સ્વપ્નમાં લોહ દંડનો ધાન્ય
રૂપ અને હાથી ઘોડા આદિ ઉપર કાળો પુરૂષ આવી
. અગર ઉભો રહેલો જુએ તો તે પુરૂષ ત્રણ રાત્રિમાં

મરણ પામશે એમ સમજવુ, જે મનુષ્ય સ્વપ્નમાં વિકરાળ રૂપવાળો કાળો પુરૂષ હાથમાં હથીયાર લઇ પત્થર મારતો હોય એવું જુએ તે તત્કાળ મરણ પામશે, કાળા લાલ વસ્ત્ર ધારણ કરનારી સ્ત્રી હોય અને દક્ષિણ દીશામાં લઈ જાતી હોય તો તે મનુષ્ય જલદી મરણ પામસે એમ સ્વપ્ન સૂચવે છે જે મનુષ્ય સ્વપ્નમાં ભયંકર ખાડામાં પડી જાય અગર તો બારણાં બંધ થઇ જાય, ઉઘડે નહી એમ માલમ પડે તો તે શૈયામાંથી જાગીને ઉઠે કે તત્કાળ મરણ પામસે. જે મનુષ્યના સ્વપ્નમાં દાંત અગર બલ ખરી જાય તેનું સર્વધન નાશ પામશે અને તેને વ્યાધી હસે. સ્વપ્નમાં જે મનુષ્યની પાછળ બળદ, ભેસ, સાંઢ, કુતરા આદિ પછાડી દોડે તો તેને રાજ્યથી ભય હોય જે મનુષ્ય સ્વપ્નમાં તેલ આદી ચરબી પોતાના શરીરે લગાડતો હોય તેને સવા માં તત્કાળ રોગ થાય.

## રસાયણ વિધિ.

પ્રભુને પ્રણામ કરીને હું મૃત્યુનો વિનાશ કરનાર એવી રસાયણ ઔષધી લખું છુ જે એમની વિધિ સહીત સેવન કરવાથી અમૃત તુલ્ય છે, એ ધાતુ સેવનથી વય આયુષ તરૂણ અવસ્થાવાળો થાય છે એ રસાયણ ઔષધી પામનાર મનુષ્ય કાળો પણ દુર કરી શકે છે, આયુષ્યને વધારે છે, એના જેવુ ઉત્તમ ઔષધી કોઈ નથી એ ઔષધી એક વખત મરણ પામેલા મનુષ્યને પણ બેઠા કરી શકે છે, વિધિ સહીત

સેવન કરવાથી સજીવન અમૃત છે. વિધિ રહીત સેવન કરવાથી સાક્ષાત ઝેર રૂપ છે. પારો ખાનાર મનુષ્ય પ્રથમ એક માસ સુધી અબરખ રસનું સેવન કરે એટલે અબરખની ભસ્મ ખાય તો શરીરે શુદ્ધિ થાય અને એ પારો સર્વ રોગથી મુક્ત કરે છે. અસંખ્ય વ્યાધિનો નાશ કરી મનુષ્યને નવ જીવન બક્ષે છે. સર્વદા આરોગ્ય રાખે છે અને કાળને પણ હટાવે છે.

શ્લોક.

समाधियं परमागं यहु माग्येन लभ्यते ।
गुःकृपा प्रसादेन प्राप्यते गुरुःभक्तितेः ॥

અર્થાત કે કાળને દુર કરનાર સમાધિયોગ સીવાય બીજો કોઇપણ યોગ નથી. તે સમાધિયોગ ઘણા ભાગ્યથી મળી આવે છે. જે મનુષ્ય પરમ ગુરૂ ભક્ત હોય, ગુરૂ કૃપાનો પાત્ર હોય, તેના ઉપર ગુરૂ કૃપા કરે ત્યારે યોગ પ્રાપ્ત છે. પ્રથમ ગુરૂ ઉપર પુરેપુરો વિશ્વાસ, અતિભેડ શ્રદ્ધા, आत्मवन् सर्व भुतेषु, એ શ્રુતિ પ્રમાણ છે. એક આત્મા સર્વત્ર જોવો અને સમજવું કે સર્વત્ર મારોજ આત્મા છે એવો સમદર્શી અધિકારી થઇ, પોતાના ગુરૂ વચનમાં પ્રીતિ રાખે અને અભ્યાસ કરે ત્યારે તે પ્રાણી જીવન મુક્ત થઇ કાળને દૂર કરી શકે છે. એવો સમાધિયોગનો મહિમા છે.

## સમાધિભેદ શ્લોક.

સાં ભવ્યાં ચવખેચરેપ્યા ભ્રામરીચા યોની મુદ્રયા
ધ્યાનં નાદં રસાનાદં લ્યુ સિદ્ધિશ્ચતુર વિધ્યા ॥ ૧॥
પંચચા ભકિત યોગેન મનો મુર્છાચ સઙ વિધ્યા
સઙવિધ્યાશ્ચ રાજયોગઃ પ્રતેક્મ વ ધારયઃ

અર્થાત કે સમાધિનો ભેદ એવો છે કે, ધ્યાનયોગ સમાધિમાં સંભવી મુદ્રા કરવી. એનાથી ધ્યાનયોગ સંધાય છે. નાદયોગ સમાધિમાં ખેચરી મુંદ્રા કરવી તેથી નાદયોગ સંધાય છે તેમજ નાદ પુરો સાંભળી શકે છે. તેમજ તલ્લીન થઇ સમાધિયોગમાં સમાવેશ થાય છે. રસ નાદયોગ સમાધિમાં ભ્રમરી મુદ્રા કરવી, તેથી રસ નાદયોગમાં સમાધિ સારી પેઠે સંધાય છે. લય સિદ્ધાયોગ સમાધિમાં યોની મુદ્રા કરવી તેથી લય સમાધિયોગ સારી રીતે સંધાય છે. ભક્તિયોગ સમાધિમાં ઉપર બતાવેલી મુદ્રાઓ થાઇ શકે છે. ગુરૂની પાસે તે શીખી લઇ મૂર્છા બનવું એ સર્વ ઉપર બતાવેલી રાજયોગ સમાધિ કહેવાય છે.

मनो मूर्छा समो साध्य मनात्मनि याल्येत् ।
परमात्मनः समायोगा समाधि समवापणुयात् ॥

અર્થાત જાતે મન મુર્છા નામનો કુંભક્ર સાધવો અગર કરવો તેથી મનને પરમાત્માનામાં મેળવી દેવું. પરમાત્માના સંયોગથી સમાધિની પ્રાપ્તિ થઈ જાય છે. એવો નિયમ છે, પરંતુ આજકાલના પાખંડીઓ એકાંતમાં લઈ જઈ અળાની દેવ દત્ત નામની નાડી દબારી બેસાન કરી નાંખે છે અને કહે છે કે મેં તને સમાધિ લગાવી આપી. આવી રીતે લોકોને ઠગે છે, એ ઠગ વિદ્યા કહેવાય છે.

## અમુલ્ય પ્રભાવતી ગુટિકા.

હળધર, દારૂ હળધર, લીંબડાના પાન, પીપર, મરી, મોથ, વાયવડંગ સુંઠ, સીંધવખાર, ચિત્રક મુળ, બાવચી (તુકમરીઆ)પીત્ત પાપડો કાકીમાટ હરડેદળ વજ જે ઉપલેટ એ સર્વ ઔષધી સમાન ભાગે લઈ ચોં આંચળી સીના હાથે દીવાળી નર્ક રાત્રે ખંડાવી ચાળી દીવા વખતે.

## અમુલ્ય પ્રભાવતી ગુટિકા.

હળધર, દારૂ હળધર, લીંબડાના પાંકડા, પીપર, મરી મોથ વાયવડાંગ, સુંઠ. સીંધવખાર, ચિત્રક મુળ, બાવચી(તુકમરીઆ) પિત્ત પાપડો, કાળી માટ હરડેવળ, વજને ઉપલેટ એ સર્વ ઔષધી સમાન ભાગ લઈ ચોં બાચળી લોકની સીના હાથે દીવાળીના રાંત્રે ખડાવી ચાળી દીવા વખતે, પામ હીં જર્ઈ ક્ષ્રીં ક્ષૌંક્ષઃસ્વાહા. આ મંત્રથી ૧૦૮ પાર તે ૩૩ નરી

વગર વીઆયલી બકરી મુત્ર પામ ર્ગા ગૈં ગી ગણપતયૅનમઃ એ મંત્ર ૧૦૮ વાર મંત્રી તે ચુર્ણમાં નાંખી ઘુંટવું. બાઈ(ચપેળીના) ના પુલ ૧૦૮ પામ નમો પાર્શ્વનાથાયમહા સ્સ્વાય: પામ અહી યહી પરિચરિ ચંડાલીગી સ્વાહાઃ એ મંત્રથી તે પુલ ૧૦૮ વાર મંત્રી ભેગા નાંખી ઘુટવા. પછી ચણોઠી* જેવડી ગોળી વાળવી. પામ અઠા નંગં અનંઠા હીલી ચંડાલીગી સ્વાહાઃ એ મત્રે ૧૦૮ વાર મત્રી ગોળી તઈયાર કરવી. તે ગોળી અનુપાન અનુસાર આપવાથી સંરવે રોગો નાશ થાય છે. આ ગોળીનો ૫: ગુરૂ આ માન્ય સાથે થશે. વિત્ત રીતે કરવામાં આવે તો મહા ગુણ કર્તા છે. હમારે ત્યાં તઈયાર મળશે. કીંમત તોલા ૧ ના રૂા. ૦–૮–૦.

સમાપ્ત.